# : સંગ્રામ :



પરાધીન પ્રજાના હૈયામાં જ્યારે
સ્વાધીનતાના અભિલાષ જાગે છે. ત્યારે



[illegible]
બની રહ્યા છે.

એવા એક સંગ્રામની આ કથા છે.



સુભદ્ર ગ્રંથાવલિ : : પુસ્તક ત્રીજું

# સંગ્રામ

: લેખક :

'યદુનંદન'



સુભદ્ર પ્રકાશન મંદિર

૨૨૭૬, બાઉઆની પોળ : રાયપુર

∴ ∴ અમદાવાદ

પ્રકાશક : સીતારામ જે. શર્મા

સુભદ્ર પ્રકાશન મંદિર

૨૨૩૬ : બાઉઆની પોળ રાયપુર : અમદાવાદ



કિંમત : અંઢી રૂપીઆ

આવૃત્તિ પહેલી ∴ ∴ વિ. સં. ૨૦૦૦

—: વાર્ષિક લવાજમ :—

: સ્વદેશમાં : — રૂ. ૬—૦—૦

: વિદેશમાં : — રૂ. ૯—૦—૦

મુદ્રક :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મંદિર
ખાડીઆ : અમદાવાદ

# સંચાલક તરફથી

ભીષણ સંગ્રામ : ભીષણ મોંઘવારી અને પ્રકાશનનું પ્રથમ સાહસ; તેમ છતાં આજે ગુજરાતભરમાંથી પ્રસિદ્ધ થતી બીજી કોઇ પણ ગ્રંથમાળાઓ કરતાં 'સુભદ્ર ગ્રંથાવલિ' ઓછા દામે વિશેષ વાચન આપે છે, ( અપવાદ માત્ર એક સસ્તા સાહિત્યનો છે ) એ મારે માટે તો સંતોષ અને ગૌરવની વાત છે.

વચ્ચે મોંઘા દામે પણ જોઇતા કાગળો અમદાવાદમાં લગભગ અપ્રાપ્ય બની ગયા, ત્યારે જે મળે તે કાગળોનો જથ્થો ગ્રંથાવલિ માટે ભરી દેવાની અનિવાર્ય જરૂર ઊભી થઇ; એટલે આગલાં પ્રકાશનો કરતાં જરા ઝાંખો કાગળ આ વખતે ન છૂટકે વાપરવો પડ્યો છે: જો કે તેથી દમડાની બાબતમાં સંસ્થાને જરાયે લાભ થયો નથી. વર્તમાન અસાધારણ પરિસ્થિતિ જોઇ ગ્રાહક મિત્રો એ નિભાવી લેશે.

આપના હાથમાં મૂકાતું ત્રીજું પ્રકાશન, પ્રત્યેક નવજુવાનનો જ નહિ પણ પ્રત્યેક ગુજરાતીનો ઘરઘરનો પ્રશ્ન છણતું હોઇ સહુને પસંદ પડશે જ.

છેલ્લું પ્રકાશન દિવાળીના દિવસોમાં પ્રસિદ્ધ થશે.

અમદાવાદ
નિર્જલા એકાદશી
વિ. સં. ૨૦૦૦

સંચાલક
સુભદ્ર પ્રકાશન મંદિર



: : અનુક્રમ : :



# સંગ્રામ

# ૧ : આંતરવિગ્રહ

## [ ૧ ]

**પોતાને ત્યાં** આવેલા મિત્ર મહેમાન રશ્મિને સ્ટેશને લેવા ગયેલો શિરીષ પોળને નાકે ગાડીમાંથી ઉતર્યો ત્યારે એની પોળના ચોકઠામાં આંતરવિગ્રહ સળગી ઉઠયો હતો.

ત્યાં ખેંચાખેંચ, તાણાતાણ, ખૂમાખૂમ, ગાળાગાળ, મારામાર, એ બધાનું એવું વિચિત્ર ખૂમરાણ મચ્યું હતું કે, નાનકડું રમખાણ જામ્યું હોય તેવું લાગતું હતું.

એ રમખાણમાં પીઢ અને યુવાન સ્ત્રી પુરૂષો પ્રત્યક્ષ કે પરોક્ષ, સક્રિય કે અક્રિય ભાગ લઇ રહ્યાં હતાં. કિશોર કિશોરીઓ એ તોફાનમાં ક્યાંક પોતાને ઇજા ન થાય તેટલી સાવધાનીથી જરા દૂર દૂર નાનાં મોટાં ટોળાં બનીને, આ લડાઈ જોવાની મજા માણતાં હતાં. જુવાન વહુઓ મેડીની અધખોલી બારીઓ પાછળ ઊભી ઊભી ભવિષ્યમાં પોતાને ય આવા જંગમાં ભાગ લેવા પડશે એવા વિચારથી કે અમસ્તી કુતૂહલતાથી એ રમખાણ નિહાળી રહી હતી. વૃદ્ધ સ્ત્રી પુરૂષો અગાસીએ કે ઓટલે બેઠાં બેઠાં એ નાટક જોઇ રહ્યાં હતાં. ભૂતકાળમાં તેમણે પણ આવા જંગો ખેલ્યા હતા, તેનાં આછાં અધૂરાં સ્મરણો તે વખતે એમના સ્મૃતિપટ પર તરી આવતાં હતાં. નાનકડાં

બાળકો મોટાં માણસોની આ મૂર્ખાઈમાં રસ લેવા કરતાં રમતમાં રોકાવું એ સારું, એવી સ્પષ્ટ સમજણ વિના પણ એ લડાઈ જોવાને બદલે રમતમાં મશગૂલ બની ગયાં હતાં.

ચોકઠામાં હમેશાં પડાવ નાંખી રહેતાં શેરીનાં શ્વાનો, માનવી-ઓના પોતાની ભૂમિ પરના આક્રમણને જોઈ ત્યાંથી વ્યવસ્થાપૂર્વક પીછેહઠ કરી, કોઈ કોઈ ઘરના ઓટલા પર કે નાની ગલીઓમાં ભરાઈ ગયાં હતાં!

એ ચોકમાં ઘેર ઘેરથી નીકળેલા ગંદા પાણીના રેલાઓએ ચિત્રવિચિત્ર ચિત્રામણ દોર્યાં હતાં. તેમાં ધૂળ ભળવાથી કીચડ બની ગયો હતો, અને રમખાણની મસ્તીમાં ઘૂમનારાના પગ અને કપડાં તેથી ખરડાઈ ગયાં હતાં.

શિરીષ રશ્મિ સાથે ચોકઠામાં આવ્યો, ત્યારે એક પુરુષ પોતાની સ્ત્રીને જમીન પર પટકીને લાતો મારી રહ્યો હતો, પેલી માર ખાતી સ્ત્રીનાં કપડાં અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં; તે બૂમબરાડા મારી રહી હતી.

જેમ જેમ લોકો તેના વરને વારવા જતા હતા, તેમ તેમ તે વધુ ઉશ્કેરાતો હતો, અને મુખમાંથી યદ્વાતદ્વા બોલતો હતો.

પોતાની પોળનો આવો દેખાવ જોઈ શિરીષે સંકોચથી કહ્યું:

'રશ્મિ, જોઈ આપણા સમાજની દશા? પેલો માણસ એની સ્ત્રીને આ બધાંના દેખતાં ઢોરની માફક ઝૂડતાં શરમાતો નથી, એ સ્ત્રીનું મોં ને માથું જ નહિ પણ શરીરનો કેટલો બધો ભાગ અત્યારે લોકો જોઈ શકે છે! એ પતિપત્ની આમ તો મોટાં માણસોના દેખતાં કદી બોલતાં નથી અને એ બાઈ પોળમાં હમેશાં ઘૂંઘટો ખેંચીને જ ફરે છે!'

'બુદ્ધિપૂર્વકની અને બુદ્ધિ વિનાની રીતો અને રિવાજો વચ્ચે ઘણું અંતર છે.' રશ્મિએ કહ્યું.

  

શિરીષને ત્યાં વધુ વખત ઊભા રહેવું ઠીક ન લાગ્યું. તે સીધો પોતાના મકાન તરફ જવા વળ્યો.

મકાન સુધીના માર્ગમાં પાણીના રેલા, કચરો અને ગમે ત્યાં પેશાબ કરવા બેસવાની ટેવવાળાં માણસોએ કરી મૂકેલી ગંદકી સિવાય બીજું કંઇ દેખાતું ન હતું !

'આ આપણા ગુજરાતની પોળો! ગ્રિમ્, આ સ્થિતિ શું શરમાવા જેવી નથી? પોળનો રસ્તો તે સામુદાયિક માલિકીનો, એટલે તેને સ્વચ્છ રાખવાને બદલે બગાડી મૂકવા જોઇએ, એવું જ આપણા લોકો માને છે! સામુદાયિક માલિકીની વસ્તુનો આટલો જ ઉપયોગ કરતાં આપણે શીખ્યા છીએ...'

[ ૨ ]

'કેમ ભાઇ આ અખાડા?' વચ્ચે સામા મળેલા પોળના એક આધેડ ઉમરના માણસે શિરીષને કહ્યું.

'શું છે આ બધું, કાકા?'

'અરે ભાઇ વાતમાં કંઇ માલ નથી.' કાકા જરા લહેકાવીને બોલ્યા. 'આ પેલા ગોમતીનો છોકરો અને સમુનો વિઠલો બે રમતા હશે; રમતાં રમતાં બે છોકરાં જરા લડી પડયાં; છોકરાં છે, એ તો રમેએ ખરાં, લડેએ ખરાં અને વળી પાછાં એકનાં એક: એમાં મોટા માણસોએ તે વળી લડવાડ શી વહોરવી? બાપુ! આપણી તે કાંઇ પોળ છે? પ્રભુ તોબાહ! કાકાએ તે વખતે બે હાથ ભેગા કરી કપાળે અડાડયા.

શિરીષને એ વાતમાં કંઇ રસ નહોતો. પણ ગજાનન કાકા જેવા ઉમ્મર લાયક માણસની શરમની ખાતર, તે જરા ઊભો રહ્યો, ત્યાં તો ગજાનન કાકાએ પુરાણ જ ચલાવ્યું!

'વિઠલાએ બૂમ પાડી એટલે સમુડી એકદમ ઘરમાંથી નીકળી ગાળો દેવા લાગી. તે સાંભળી ગોમતી પણ ઘરમાંથી નીકળી. પછી તો પૂછવું જ શું? પેલાં છોકરાં તો પાછાં રમવા લાગ્યાં, પણ આ બે બાયડીઓએ તો રમઝટ માંડી અને મફતની ભવાઈ જોવા આપણી પોળમાં તો બધાં નવરાં છે, એટલે ટોળું થયું એકઠું. પછી તો બે પક્ષ બંધાઈ ગયા. એવામાં ગોમતીનો વર બજારમાંથી આવતો હશે, તેણે સમુને ગાળ ભાંડી. ભાઇ, મર્દ માણસ તે બૈરાની વાતમાં માથું મારતા હશે? પણ આજકાલ તો પુરૂષોનેય કંઇ શરમ નથી અને વળી તેમાંય આ તો આપણી પોળ, ઈશ્વરે આ પોળના માણસોને તો નવરાસની વેળાએ ઘડયા હશે!'

'હોય કાકા', કહીને આટલી કથા સાંભળીને કંટાળેલા શિરીષે છૂટવાનો માર્ગ શોધ્યો.

પણ ગજાનન કાકા તેને એમ છોડે તેવા નહોતા. હોઠ પર બે આંગળીઓ મૂકી વચ્ચેથી તમાકુવાળા થૂંકની રસ્તામાં જ પિચકારી છોડતાં એમણે પોતાનુ પોળપુરાણ આગળ ચલાવ્યું:

'ભાઇ જમાનોજ વિચિત્ર આવ્યો. અમારા વખતમાંયે લડાઈ ટંટા થતા. માણસ હોય ત્યાં બોલાચાલી તો થાય, પણ આજના માણસો તો પ્રભુ તોબાહ્!

'હશે ત્યારે...'

'હશે શું? આતે શે સાંખી શકાય? પણ કોઇને જાણે કશી પડી જ નથી. બધાં જ પારકા ભવાડા જોવા શૂરાં છે! પછી તો સમુને જોર આવ્યું. તેણે ગોમતીના વરને મા બેન સમાણી ગાળો ભાંડવા માંડી અને ગોમતીએ તેને બેવડી ગાળો દેવાની શરૂઆત કરી. એટલે ગોમતીનો વર ગોમતી ઉપર જ તૂટી પડયો. આપણી તે આ કંઇ પોળ છે? એટલાં બધાં માણસો છે પણ કોઇ તેને છોડાવતું નથી.

ગોમતી રસ્તા વચ્ચે જેમ તેમ પડી છે. ભાઇ, એ જોઇને તો મનેય શરમ આવી, એટલે હું તો ત્યાંથી ઘેર ચાલ્યો ગયો, હજી આ રમખાણ શમ્યું નથી! આ તે કંઈ પોળ છે...'

'કાકા, એ તો એમજ ચાલવાનું.' કહીને કંટાળેલો શિરીષ રશ્મિ સાથે પોતાના ઘર તરફ ચાલ્યો.

[ ૩ ]

'આ આપણું સંઘમાનસ!' શિરીષે જતાં જતાં કહ્યું. 'આ ગજાનન કાકા ડાહ્યા ડમરા જેવા દેખાય છે, પણ જ્યારે એ જંગે ચઢે છે, ત્યારે તો મામલો આના કરતાં પણ વધુ વિફરે છે. આવી મોટી ડહાપણની વાતો કરે છે, ને બીજાને શિરે દોષનો ટોપલો ઢોળે છે; પણ પોતે અત્યાર સુધી આ લડાઇ પતાવવા માટે કશું જ કર્યું નથી! ખરેખર આપણું લોકમાનસ વિચિત્ર છે. એમાં ભારોભાર દંભ ભર્યો છે.'

'માનવજાતની ત્રુટીઓ દરેક સ્થળે હોય છે જ.' રશ્મિએ કહ્યું: 'તને પેલી ટોલસ્ટોયની બાળકોની વાતની તો ખબર છે ને? એ વાતો બરોબર આજની ઘટનાને સરખી રીતે જ લાગુ પડે છે. એટલે જે સંઘમાનસ ગુજરાતની પોળમાં દેખાય છે, તેજ સંઘમાનસ બીજા દેશોની શેરીઓમાં પણ હોય છે.'

વાત કરતા કરતા બંને મિત્રો ઘરના દરવાજામાં દાખલ થયા, ત્યાં શિરીષનાં ઘરડાં માજી સામાં મળ્યાં.

'આવ્યા ભાઇ?'

'હા માજી, મજામાં છોને?' કહીને રશ્મિએ માજીને નમસ્કાર કર્યા.

દૂરથી એક બાઇને અંદરના ખંડમાં ચાલી જતાં જોઇ તેણે શિરીષને પૂછ્યું: 'શિરીષ એ કોણ?'

'નથી ઓળખતો ?'

'ના.'

'પૂર્ણિમા'

'પૂર્ણિમાબહેન ?'

'હા.'

'ત્યારે એ આમ છૂપાઈ કેમ ગયાં ?'

'આ તો બાપનું ગામ છે, સમજ્યો? આ મુંબઈ નથી.'

'ગામ છે એટલે શું થઈ ગયું ?'

'ગામ છે એટલે દંભ કરવો, રૂઢિને માનતા ન હો, છતાં રૂઢિને માનવાનો આડંબર કરવો, ગામ છે માટે બેવડું જીવન જીવવું !' શિરીષે હસતાં હસતાં કહ્યું.

અંદરના ખંડમાંથી શિકારીની દૃષ્ટિ ચુકાવી હરિણી લપાતી હોય તેમ, લપાતી છૂપાતી પૂર્ણિમા દાદર પાસેના ખંડમાં આવી, અને ઉપર જવાની તૈયારી કરતા રશ્મિને કહ્યું :

'કેમ રશ્મિભાઈ મઝામાં ને ?'

'હા. તમે કેમ છો પૂર્ણિમાબહેન !'

'મઝામાં.'

'મઝામાં છો ? ખરેખર તમને આ જીવનમાં મઝા પડે છે ?'

'મઝા ન પડતી હોય તો પણ પડે છે તેમ માનવું પડે.' પૂર્ણિમાએ સ્મિત કરતાં કરતાં કહ્યું.

શિરીષે ત્યારે તમને તો કેદમાં નાખ્યાં લાગે છે !' રશ્મિએ પણ હસીને કટાક્ષ કર્યો.

'એ કેદ પોતાને હાથે જ ઊભી કરેલી છે. હું તો એનો કટ્ટો વિરોધી છું.' શિરીષે પોતાનો બચાવ કર્યો.

'એમાં કેદ જેવું શું છે?' પૂર્ણિમાએ આત્મસંતોષ સાથે જવાબ આપ્યો.

દાદર ચઢતાં ચઢતાં રશ્મિએ કહ્યું: 'સાચે જ હિંદની સ્ત્રી સંતોષ અને સંયમની જીવંત મૂર્તિ છે.'

[ ૪ ]

'રશ્મિ, તું જેને સ્ત્રીઓનો સંયમ અને સંતોષ કહે છે, તેને હું ગુલામીમાનસ કહું છું.' ઉપર જતાં જતાં શિરીષે કહ્યું.

'હું તેને નવા-જૂનાનો સંધિકાળ કહું.'

'તે તો મન મનાવવાનાં ફાંફાં! બાકી મને તો આ સંધિકાળ ગૂંગળાવી નાખે છે. ઘરમાં, સમાજમાં, ગામમાં અને દેશમાં આપણે અત્યારે બેવડાં જીવન જીવી રહ્યા છીએ'

'કેમકે આપણે પરાધીન છીએ.'

'એમાં એકલી પરાધીનતાનો જ દોષ નથી. ખરી રીતે તો પરાધીન રહેવાનો આપણો સ્વભાવ જ થઇ પડયો છે.'

બન્ને મિત્રો કપડાં ઉતારી તકિયે બેઠા. ઘણે વખતે મળવાથી બેઉ ઉલ્લાસમાં હતા. હજી પોળનો આંતરવિગ્રહ શમ્યો ન હતો. તેનો શોરબકોર શિરીષના દીવાનખાના સુધી સંભળાતો હતો.

"નાની વાતની આવી લડાઇ! આ તે કેવી મૂર્ખાઇ!" શિરીષ બબડયો.

'જગતનો ક્રમ જ એવો છે. જો ફિલસુફીની ભાષામાં કહીએ તો જગતમાં ડહાપણ કરતાં મૂર્ખતાનું પ્રમાણ વધુ છે. અને તેને આપણે કદી દૂર કરી શકીએ તેમ નથી.'

'એ તો બધી અધ્યાત્મવાદીઓની મિથ્યા વાતો! અત્યારે મૂડીવાદ આમજનતાનું જીવનસત્વ શોષી રહ્યો છે, તેમ પ્રાચીન કાળે અધ્યાત્મવાદ દેશના વતનીઓનું જીવનસત્વ શોષી રહ્યો હતો. આપણા પ્રાચીન દેશની દશા એવી જ રહી છે."

'તેને માટે તને શરમ આવે છે?'

'જરાયે નહિ. મારો દેશ મને પ્રાણથી પણ વધુ પ્રિય છે, એની ખાતર એક નહિ પણ એકસો જીવનનાં બલિદાન આપવાં પડે તો પણ હું તેને ઓછાં ગણું.'

'ત્યારે?'

'તેથી મારે આપણા દોષોની અને ત્રુટીઓની પ્રશંસા કરવી?' પ્રાચીન સંસ્કૃતિને નામે આપણા સંસ્કારસ્વામીઓએ સંઘમાનસને પ્રત્યાઘાતી વલણ આપ્યું છે, તેથી જાતે જ સમાજ વિકાસના માર્ગમાં આડખીલી બનીને ઊભો રહે છે.'

'એ સંઘમાનસનેય સતત પ્રયાસથી બદલી શકાય.'

'જો આપણે મનનાં ગુલામ બનવાનું છોડીએ તો.'

'નવમતવાદીઓની તેમાં તો કસોટી છે.'

'અત્યારે આપણો સમાજ ડૂબતા વહાણ જેવો છે. આપણને અનેક વરસોથી ઢગલેઢગલા બોધ અપાય છે, પણ તે બધો બોધ કેવળ બાહ્યાચાર પૂરતો જ. તેને જીવનમાં ઉતારવાનો ઉપદેશ કોઇએ આપ્યો જ નથી. પરિણામે સ્વચ્છતાને ધાર્મિક વિધિ તરીકે ગણનારા આપણા લોકોની પોળો ગંદવાડનાં પ્રદર્શનો સમી બની રહી છે. જે સ્થિતિ આપણી પોળોની, મંદિરોની, પાંજરાપોળોની છે તે જ સ્થિતિ આપણા જીવનની થઇ ગઈ છે, રામાયણ, ગીતા. ઉપનિષદ વગેરેના પાઠ કરનારા હિંદમાં અનેક છે, પણ તેને જીવનમાં ઉતારનારા કેટલા?'

'માટે જ, હિંદની નવરચના કરવાની જરૂર છે ને?'

'એ નૂતન હિંદની સામે જૂનવાણી હિંદનું રક્ષણ કરવાની વાતો હવે તો સનાતન ધર્મને નામે ચારે દિશાએથી થવા લાગી છે.'

'તો પણ શું થઇ ગયું? એ તો નવા–જૂનાની કસોટી છે. જૂનવાણી સમાજ મુડદાં જેવો હોય, તે કરતાં તો તે પોતાનું રહ્યું-સહ્યું બળ એકઠું કરી નવીન બળોની સામે મોરચા માંડે તે વધુ સારૂં. એ ખેંચતાણમાં જે બળવાન હશે તે ફાવશે.'

'ભાઇ થાળીઓ પિરસાઇ ગઇ છે. જમવા ચાલો.' નીચેથી માજીનો અવાજ સંભળાયો.

બન્ને મિત્રો નીચે ઉતર્યા.

દાદર ઉતરતાં ઉતરતાં શિરીષે કહ્યું: 'દોસ્ત! દેશની અને સમાજની ચિંતા પણ ભૂખે પેટે કરી શકાતી નથી.'

'તેથી જ તે સારી ખોટી તમામ ઘટનાઓની જનની ગણાય છે.' રશ્મિએ ખડખડાટ હસતાં કહ્યું.



## ૨ : પ્રાચીનતાનાં ખંડેર

[ ૧ ]

**સાંજે શિરીષ** રશ્મિને લઈને ફરવા નીકળ્યો, ત્યારે શિરીષના કેટલાક ગામ મિત્રો પણ સાથે હતા. ગામને એક છેડે પુરાણો કિલ્લો હતો: એમાં જૂના રાજમહેલોના અવશેષ ઊભા હતા. એ કિલ્લા પાસે જતાં જતાં શિરીષે કહ્યું : 'રશ્મિ, આજે તો આ ગામ પ્રાચીનતાના ખંડેર સમું થઇ ગયું છે: એના પ્રાચીન રાજમહેલોનો મોટો ભાગ પૃથ્વીના પેટમાં નિદ્રા લઈ રહ્યો છે: તો પણ એની ધરતીના કણેકણમાં ચડતીપડતીનો ઇતિહાસ ધબકે છે. એક કવિમિત્રને હું આ ખંડેરો બતાવવા લાવ્યો, ત્યારે એમને કવિતા સ્ફુરી આવી હતી. એ કહે : 'શિરીષ, અહીં તો ઉછળતા મહાસાગરની માફક, પૃથ્વીના પેટાળમાંથી ઊઠી ઊઠીને ઇતિહાસને મારી સામે ધસ્યો આવતો હું જોઉં છું.'

'માનવીની માફક ગામોને પણ સમયના પલટા જોવા જ પડે છે.' રશ્મિએ ગંભીર બનીને કહ્યું, 'એમાંથી આપણે તો બોધપાઠ લઈ શકીએ.'

'પરંતુ આપણું સંઘમાનસ એટલું જડ તેમજ અચેતન બની ગયું છે કે પડતીમાં પણ તેમને તો સંતોષ લાગે છે.'

'આપણો દેશ અતિ પ્રાચીન હોવાથી આપણા સંઘમાનસને ય થાક લાગ્યો છે.'

'અધ્યાત્મવાદને નામે આપણને હરેક સ્થિતિમાં સંતોષ માનવાનું જે શિક્ષણ અપાયું છે તેનું જ આ ફળ છે.' શિરીષે કહ્યું.

'દરેક વસ્તુ તત્કાલિન સ્થિતિ સંજોગ પર આધાર રાખે છે. આપણા રૂઢિચુસ્ત લોકો ભૂતકાળ તરફ વધુ પડતો ભાર મૂકે છે; તેઓ ભવિષ્યને જ નહિ પણ વર્તમાનને સુદ્ધાં વીસારે મૂકવા માગે છે. તેના પ્રત્યાઘાત રૂપે આપણા નવજુવાનો ભૂતકાળને છેક જ કાળે રંગે રંગી દેવા તૈયાર થાય છે.' રશ્મિએ કહ્યું.

'અંગ્રેજી શિક્ષણે તેમાં ઉત્તેજન આપ્યું છે.'

'શિક્ષણ કરતાં તે શિક્ષણ આપનારાઓનો દોષ વધુ છે.'

'તલ્વારને બળે પ્રજાઓને જીતવા કરતાં બુદ્ધિના બળથી તેને જીતવામાં વિજેતાઓને વિશેષ લાભ મળે છે.'

'માટે જ શિક્ષિત યુવાનોએ યૌવનના તકસાટમાં અધીરા બનીને ભૂતકાળને અન્યાય કરવો ન જોઈએ.'

'ભૂતકાળના પૂરતા અભ્યાસ વિના કેવળ સમકાલીન પ્રત્યાઘાતીઓના વિરોધ માટે ભૂતકાળને ઉતારી પાડવો એટલે જ વિજેતાઓના ગુલામ બનવું.'

'ત્યારે શું ભૂતકાળની પૂજા માંડવી?' એક તરવરીઓ જુવાન પોકારી ઉઠ્યો.

'ના, ભૂતકાળનો અભ્યાસ કરવો. એ અભ્યાસ પછી જ તેના સંબંધમાં અભિપ્રાય આપવાની હિંમત બતાવવી. બિરાદરો! ભૂતકાળ નિંદવા જેવી નહિ પણ અભ્યાસ કરી અનુભવ તારવવા જેવી વસ્તુ છે. પરદેશીઓનાં આક્રમણો આપણી સામે એક હજાર કે તેથી થોડાંક વધુ વરસોથી થયાં છે. આપણી ફાટફૂટથી કે આંતરકલહોએ ઉપજાવેલી નબળાઈથી આપણે પરાજય પર પરાજય સહન કરતા આવ્યા છીએ. છતાં આપણો ભૂતકાળ એક વખતે ભવ્ય હતો. એમાંથી આજે પણ આપણે પ્રેરણા મેળવી શકીએ.'

'આપણું સંઘમાનસ વિકૃત બની ગયું છે એ કોને આભારી છે?'

'સમય–સંજોગના પૂરેપૂરા અભ્યાસ અને વિચાર વિના તેમજ વાસ્તવિક પરિસ્થિતિની અવગણના કરીને જેમણે ભૂતકાળના ખોટા મમત્વને વશ બની છેક પલટાયલા યુગમાંયે આપણને જૂનવાણી માર્ગે દોરવવાનો મિથ્યા પ્રયાસ કર્યો, તેમણે જ આપણા સંઘમાનસને અવળે પંથે દોર્યો છે.'

'ગમે તે વ્યાખ્યા કરો. છતાં આજે તો આપણો સમાજ કેવળ ભૂતકાળની જ ભૂતાવળોમાં ગૂંચાઈ ગયો છે, તે તો હકીકત છે!' શિરીષે કહ્યું.

'તેમાં વિવાદ જેવું કંઈ છે જ નહિ. એ ભૂતાવળોને જ્ઞાનની જ્યોતિથી મારી હઠાવવી તે આપણું કામ છે. પણ તે કામ ગંભીરતાથી કરવું જોઈએ.' રશ્મિએ કહ્યું.

'પરંતુ અત્યારે તો નવમતવાદ એટલે જ બધું ખોટું. એમ જૂનવાણીના પૂજકો કહી રહ્યા છે.'

'તેમાં નવમતવાદના પ્રચારકોનોએ દોષ છે, એ ભૂલવું જોઈતું નથી. પશ્ચિમનું એટલું બધું જ સારૂં અને પૂર્વનું એટલું બધું જ ખોટું એવા વાદનો વંટોળ ચડાવનારાઓએ જ પ્રત્યાઘાત નોતર્યો છે. પશ્ચિમની સંસ્કૃતિ કસોટીએ ચડી છે, અને તેમાંનું પિત્તળ હવે તો પરખાઈ ગયું છે, એ સ્થિતિમાં આપણે તેના અંધપૂજક બનવું જોઈતું નથી!'

'તે જ રીતે આપણે પણ ભૂતકાળના અંધપૂજક બનવું ન જોઈએ.'

'બરાબર. આપણે નવહિંદના સર્જનમાં પૂર્વ–પશ્ચિમનાં સુતત્ત્વોનો સમન્વય કરી, બન્નેના કુતત્ત્વોને દૂર કરવા જોઈશે.'

[ ૨ ]

ગઢમાંના રાજમહેલો હાડમાંસ વિનાનાં હાડપિંજરો બની

ભૂતકાલીન આબાદીની ભૂતાવળો સમા ઊભા હતાઃ તૂટ્યા, ફૂટ્યા અને બિહામણા.

'આ અમારી પુરાતન રાજગઢી. એક વાર અહીં સામાન્ય માનવીને માટે પગ મૂકવો ય મુશ્કેલ હતો.' શિરીષે કહ્યું.

'તે યુગનો રાજા આપખુદ ન હતો પણ પ્રજાના ટોળામાંનો એક હતો. લોકમતથી તે ડરતો રહેતો એટલે લોકો તેને માન આપતા.'

આ વખતે ગઢની રાંગ પર ફરતાં તેઓ એક બુરજ પર આવી પહોંચ્યા. ત્યાં પોતાના યુગના સ્મારક સમી એક જૂનવાણી તોપ હજુયે પડી હતી. તે જોઈને રશ્મિએ કહ્યું :

'આથમી ગયેલા યુગના માનવીઓ કદાવર શરીરનાં, લડાયક કળાને સમજનાર અને ભીડને વખતે ખૂરાતન દાખવનારાં હતાં. તે વખતે અહીં જ આ તોપો બનતી અને તે વાપરવા માટે આપણે વિદેશીઓ તરફ આશ્ચર્યની નજરે જોવું પડતું નહતું !'

'છતાં તે યુગમાં રાજકારણમાં આમજનતાનો જરાય અવાજ ન હતો.' વળી પેલો તરવરીઓ યુવક બોલી ઉઠ્યો.

'આજે પણ સાચું લોકશાસન દુનિયાના કયા દેશમાં ચાલે છે?'

'એ વાત તો ખરી કે જ્યારે આ તૂટી ગયેલા રાજમહેલમાંના રાજાનું રાજ્ય હતું, ત્યારે જનતા વધારે સુખી હતી. હાલના જેટલા કરના ભારથી તે કચરાઈ મરતી નહોતી.' ટોળીમાંથી એક જણ બોલી ઉઠ્યો.

'આજે તો બધા બાહ્ય ભપકા નીચે ભયંકર પોલ ચાલે છે. અને આમવર્ગનો તો દુનિયાના દરેક ખંડમાં મરો જ છે.' બીજાએ કહ્યું.

'માટે જ સમાજવાદની જરૂર છે ને ?' શિરીષે કહ્યું.

'જે સમયે જેની જરૂર ઊભી થાય છે, તે વખતે કોઈનો કોઈ નેતા નીકળી જ આવે છે. કચરામાંથી મુડદાં બેઠાં થાય તેમ, તેના

પ્રબળ અને પ્રેરણાત્મક નેતૃત્વ નીચે આમ જનતા આવીને એકઠી થાય છે અને ગુમાવી દીધેલું જીવન તે રીતે ફરીથી મેળવી લે છે. કાર્ય કારણના સંબંધની પરંપરાને સમજનાર પ્રત્યેક માનવી જાણે છે કે, જે વખતે સમાજવાદને માટે અનુકૂળ ભૂમિકા ઉભી થશે, ત્યારે આપોઆપ તેનો પ્રચાર કરનાર યોગ્ય નેતા નીકળી જ આવવાનો.' રશ્મિએ કહ્યું.

'તમે ભારે આશાવાદી અને સમાધાનપ્રિય લાગો છો.' મંડળમાંથી એક જણે કહ્યું.

'સંજોગબળે મને એવો બનાવ્યો છે. એક વખતે હું પણ બહુ જ ઉદ્દામવાદી હતો. છતાં અનુભવે મને સમજાયું છે કે એકલો ઉદ્દામવાદ આખરે બહુ ઉપયોગી નિવડતો નથી.'

'પણ આજે તો સારાયે દેશનું જીવન વિસંવાદી બની ગયું છે. એક હિંદ બીજા હિંદને ભરખા રહ્યો છે, એ દશામાં એકલો આશાવાદ કે સમાધાનપ્રિયતા કેમ કામ આવે?'

'હું તમારા કહેવાનો અર્થ ન સમજ્યો.'

'આજે જે થોડાંક શહેરો આબાદ દેખાય છે, તે ગામડાંના શોષણનું પરિણામ છે. એટલે એક હિંદ બીજા હિંદને ભરખી રહ્યો છે એમ હું કહું છું. એથી પરિણામ એ આવ્યું છે કે, દેશમાં કેટલાંક માનવીઓ જીવંત દશા અનુભવે છે, ત્યારે ઘણા જ મોટા ભાગને જીવતાં મુડદાંઓની દશા ભોગવવી પડે છે. આ સ્થિતિમાં દેશની પ્રગતિ થઈ જ શી રીતે શકે?'

'તેને ધરમૂળથી પલટાવી નાખવા જોઈએ.'

જે તોપ પાસે ઊભા ઊભા તેઓ આ બધી ચર્ચા ચલાવી રહ્યા હતા, તેની સામે જ ક્ષિતિજમાં સૂર્ય અસ્તાચળ પર જતો દેખાતો હતો.

તે જોઇને પેલો તરવરીઓ જુવાન બોલી ઊઠયો: ' જુઓ પેલો સૂર્ય પૂરેપૂરો અસ્તાચળે જશે, ત્યારે જ રાત્રિ ખીલશે. તેમ જૂનવાણી સમાજરચના અને જૂનવાણી હિંદ અસ્ત પામશે, તો જ તેમાંથી નવીન સમાજ અને નૂતન હિંદનો જન્મ થશે.'

તે સાંભળીને રશ્મિ ખડખડાટ હસી પડયો. તેના પડઘા સૂર્યાસ્તના આછા બનતા જતા પ્રકાશ અને ઉગતી સંધ્યાના સંક્રાંતિ-કાળમાં બિહામણા લાગવા માંડયા.

[ ૩ ]

રાજગઢનાં ખંડેરોમાંથી એ ટોળું ગામ તરફ જવા નીકળ્યું. ત્યારે પોતાના અમુલખ રત્ન સમો સૂર્ય ખોવાઇ જવાથી ગગનમંડળે શોકથી શ્યામ વસ્ત્રો સજ્યાં હોય તેવી રજનીની શ્યામતા સૃષ્ટિ પર છવાતી હતી.

' પ્રાચીન ખંડેરોમાંથી બહાર નીકળ્યા એટલે જાણે ભૂતકાળ-માંથી કુદકો મારીને વર્તમાનમાં આવી પડયા હોઇએ તેવું લાગે છે.' એક જુવાન બોલ્યો.

' મને તો લાગે છે કે, આપણે વર્તમાનમાં જીવતા જ નથી. આપણું જીવન ભૂતકાળ તરફ દષ્ટિ રાખવામાં જ પસાર થાય છે. ભવિષ્યની આપણી કલ્પના મૃત્યુ પછીના મોક્ષની જ હોય છે.' આપણે મૃત્યુના ઉપાસક બની ગયા છીએ, તેથી જ આપણે જીવતાં મુડદાં જેવા છીએ.' શિરીષે કહ્યું.

રસ્તામાં પણ આમ વિચારો વેરાતા હતા. હંમેશના વફાદાર ચોકીદાર સમાં ઉભેલાં વૃક્ષો પરસ્પર છૂપી મસલત કરતાં હોય, તેમ પવનથી નમેલી તેમની ડાળીઓ પરસ્પરને ભેટી રહી હતી. તે વૃક્ષરાજિની પાછળ એક મંદિર હતું. ત્યાંથી સંધ્યા આરતીના સ્વરો સંભળાતા હતા.

'રશ્મિ, આ મંદિર પ્રાચીન સ્થાપત્યનો નમૂનો છે. એમાં રહેતા સંન્યાસીને મળવા જેવું છે.' શિરીષે કહ્યું.

'ત્યારે આપણે તેમને પણ મળી લઈએ.'

રાત્રિ ધીરે ધીરે પવનની પાંખ પર ચઢીને જગત તરફ દોડી આવી અને પછી તો નવયૌવનાની માફક તારાટપકીનો સાળુ સજી, ભાલપ્રદેશમાં ચંદ્રનો ચાંલ્લો ઓઢીને ઊભી રહી.

મંદિરની જગા જૂની અને વિશાળ હતી. એક તરફ મંદિર વચ્ચે મોટો ચોક અને સામે મોટી પડાળી; એ પડાળીમાં મોટી પાટ હતી. એ પાટ ઉપર ત્રિલોચન સ્વામી બેઠા હતા.

વયે તે યુવાનીના અને પીઢવયના સીમાડા પર ઊભા હતા, શરીર સુદૃઢ અને ભાલ તેજસ્વી હતું. એ તેજસ્વિતા એમની બુદ્ધિમત્તાનો અને વિદ્વત્તાનો ખ્યાલ આપતી હતી.

પાટની સામે સાદડીઓ પાથરી રાખી હતી ત્યાં બધું મંડળ જઈને બેઠું.

'કેમ શિરીષકાન્ત, તમે તો ઘણે દિવસે દેખાયા?' સ્વામીએ હસતે વદને પૂછ્યું.

'આ મારા મિત્ર રજનીકાન્ત આવ્યા છે તેમને અમારૂં ગામ બતાવવાને નીકળ્યા હતા...'

'તેમાં મનેય એક બતાવવા જેવી વસ્તુ માનીને એમને અહીં લઈ આવ્યા?' સ્વામી એમ કહેતા ખડખડાટ હસી પડયા.

'સારૂં થયું. બાકી તો ભાઈ આજકાલના જુવાનિયા સાધુ-સંન્યાસીઓને કે ધર્મને માનતા નથી.' સ્વામીએ સસ્મિત વદને કહ્યું. 'પણ તેમાં એમનો યે વાંક નથી. વાંક અમારો જ છે.'

'એ વાંક દૂર કરી શકાય તે માટે સાધુ સંસ્થાએ જ પ્રયાસ કરવો જોઈએ.' શિરીષે કહ્યું.

'જ્યાં સુધી તમો સંસારીઓ સુધરો નહિ, ત્યાં સુધી સાધુ સંન્યાસીએની સંસ્થા તમે ધારો છો તે દિશામાં વળી શકે તેમ મને લાગતું નથી,' સ્વામીએ ગંભીરભાવે કહ્યું.

'અમને સાધુ સંન્યાસીઓ સુધારે કે અમે તેમને સુધારીએ?' રશ્મિએ સાશ્ચર્ય પૂછ્યું.

'એક રીતે કહીએ તો કોઇ કોઇને સુધારી શકતું નથી પણ પરસ્પરની અસર એકબીજા પર થાય છે. એક વખતે સાધુ અને સંન્યાસીઓ સમાજના શિક્ષાગુરૂ તરીકે હતા, તે વખતે ધાર્મિક શિક્ષણને વિશેષ મહત્વ અપાતું અને તેથી તેઓ એ શિક્ષણના જ્યોતિર્ધરો જેવા હતા. પણ તમે લોકો એ બાબતમાં ખાસ કાળજી રાખવા ન લાગ્યા એટલે સાધુ સંન્યાસીઓ પોતાની ફરજ ચૂકતા ગયા. આજે તો સંસારીઓના પતનના પ્રત્યાઘાત સમો સાધુ અને સંન્યાસી-સમાજ રહ્યો છે.'

'સમાજમાં ધરમૂળની ક્રાંતિ થશે ત્યારે જ સાધુઓની સંસ્થાઓમાં પણ ક્રાંતિ આપોઆપ થશે.' શિરીષે કહ્યું.

'સ્વામીજી! આ બધા ક્રાંતિના ઉપાસકો બની ગયા છે. ક્રાંતિ એટલે જૂના નવાનો સમન્વય, કે જૂનવાણી માત્રનો ઉચ્છેદ?'

'તે તો જૂનું કયું ને કેવું છે અને નવું કેવું હોવું જોઇએ એ જાણ્યા પછી જ કહી શકાય. પણ એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે જૂનું જેમ તેના જૂનવાણીપણાને લીધે સારૂં જ ગણાવું જોઇએ એવો આગ્રહ મિથ્યા છે, તેમ નવું તેના નવીનપણાને લીધે ખોટું જ હોવું જોઇએ તેવો આગ્રહ પણ મિથ્યા છે. પ્રત્યેક બાબતનો નિર્ણય તેની ઉપયોગિતાની દૃષ્ટિથી થવો જોઇએ. એ ઉપયોગિતાની નજરે જે ખોટું તે, નવું હો કે જૂનું પણ ખોટું જ માનવું' સ્વામીએ કહ્યું.

' નવજુવાનોનો શો ધર્મ ? ' કોઈક પૂછ્યું.

' સારું તે સ્વીકારવું, ગમે તે ભોગે. તેજ રીતે ખોટાના અસ્વીકારમાં પણ જેટલાં બલિદાન આપવાં પડે, તે માટે તેમણે હમેશાં તૈયાર રહેવું. '

' સ્વામીજી, અત્યારની સમાજવ્યવસ્થા તેમાં આડખીલી રૂપ છે.' શિરીષે કહ્યું.

' મને તો લાગે છે કે, હાલનો યુગ જ કરૂણાન્ત નાટક જેવો છે. પણ આપણે તેને તે ભાવે જોતાં શિખ્યા નથી. અત્યારની સ્થિતિ સર્વનાશ જેવી છે. આપણે બધા એમાં ઘેરાઇ ગયા છીએ. તેથી નવીન રચના માટે આપણે નવી ટેવો પાડતાં શીખીએ તે જરૂરી છે. અલબત્ત એ કામ સહેલું નથી. અત્યારે તો ભાવિ માટે સરળ માર્ગ દેખાતો નથી. છતાં આપણે કાં તો એ મુશ્કેલીઓને ફરીને માર્ગ કાપવો રહ્યો કે મુશ્કેલીઓ પર ચઢી બેસવું રહ્યું. જો આપણે મુશ્કેલીઓના પહાડો નીચે છૂંદાઇ મરવા માગતા ન હોઇએ, આપણે જીવવા માગતા હોઇએ, તો માર્ગમાં ગમે તેટલી મુશ્કેલીઓ ઊભી હોય તો પણ તેને વટાવી જવા તૈયાર રહેવું જ પડશે. આમાં બુદ્ધિનો મશાલની માફક માર્ગદર્શક તરીકે જ ઉપયોગ કરવો જોઇએ. સાથે-સાથે એટલું પણ જોવું જોઇએ કે, તે મશાલ એવું રૂપ ન પકડે કે એવે સ્થાને તેનો ઉપયોગ ન થાય કે તે માર્ગ અજવાળનારી બનવાને બદલે સર્વનાશિની આગ સળગાવનારી બની જાય.' સ્વામીજીએ ગંભીર ભાવે કહ્યું.

' અહીં પણ હાલની સંસ્કૃતિ માનવીને મુક્ત બનાવવાને બદલે ગુલામ બનાવવા માગતી હોઇ, મહામુશ્કેલી ઊભી થાય છે.' શિરીષે કહ્યું.

' બાપુ ! ' સ્વામીજી સ્મિત વદને બોલ્યો: ' આજનો સંસ્કારી કહેવાતો સમાજ ખરી રીતે તો દીવાનો બની ગયો છે. તેને તો માત્ર પૈસાની અને પ્રેમની જ ભૂખ લાગી છે,'

'માટે તો અત્યારની શાહી–મુડીવાદી સમાજવ્યવસ્થાનો ધ્વંસ અનિવાર્ય બની ગયો છે.' શિરીષે કહ્યું.

'ભાઈ! સંન્યાસીઓએ આવી વાતોમાં પડવું ન ઘટે. છતાં હું એટલું તો કહું કે ધ્વંસ કોણ કોનો કરશે તે નક્કી કરવું એ વાતો કરવા જેટલું સહેલું કામ નથી.'

'માનવીની ધન લાલસાએ આજે તો આ બધો અસંતોષ જન્માવી મૂક્યો છે.' શિરીષે કહ્યું.

'એ લાલસા ક્યારે નહોતી?' સ્વામીજીએ પૂછ્યું અને ક્ષણભર શાંત રહ્યા. પછી તેમણે જ કહ્યું: 'આદી યુગથી જ માનવીની ધન લાલસાએ પૃથ્વીના પેટાળમાં ઊંઘતાં પડેલાં તત્વોને ઢંઢોળી ઢંઢોળીને જગાડવા માંડયાં છે. પણ અમૃત મેળવવાનો ય અતિરેક કરતાં તેમાંથી હળાહળ વિષ જન્મે છે. અને જો કોઈ નીલકંઠ હળાહળ ઝેરને હજમ કરવા માટે ન નીકળે, તો અમૃતની આરાધના કરતા કરતા એ આરાધકોને જ એના ભોગ થવું પડે છે. અત્યારે સમાજના ધન લોલુપોની એ જ દશા થઈ છે.'

'એટલે જ તે લાલસાને તોડવી એ અત્યારના ક્ષુધાર્તોનો પરમ ધરમ ખરોને?' શિરીષે પૂછ્યું.

'હરી ૐ તત્સત્' સ્વામીજીએ સીધો જવાબ આપવાને બદલે એ શબ્દો ઉચ્ચાર્યા.

એટલે હવે સ્વામીજી આ ચર્ચામાં વધુ ઊંડા ઉતરવા માંગતા નથી, એમ સમજીને જુવાન મંડળ તેમને નમસ્કાર કરીને ઊઠયું.

# ૩ : ઘરનો મોરચો

## [ ૧ ]

**રશ્મિ શિરીષનો** કૉલેજનો મિત્ર: એમની મૈત્રી નમૂનેદાર ગણાતી. શિરીષ મધ્યમવર્ગનો માનવી; ઇન્ટર પાસ કરી ને એના પિતાનું અવસાન થયું. માતાએ ત્રેવડ અને જરૂર પડે કરકસરથી રહીને પિતા વિનાના પુત્રને ગ્રેજ્યુએટ બનવાની સગવડ કરી આપી. એને પરણાવીને માતા તરીકેની જવાબદારી અદા કર્યાનો મીઠો આત્મસંતોષ એ અનુભવતાં હતાં.

શિરીષની માતા ગોદાવરી બાજરમાન અને અસ્મિતાના ભાનવાળાં હતાં. એમનો સ્વતંત્ર સ્વભાવ વૈધવ્ય દશામાં વિકસ્યો હતો. શ્રદ્ધાભરી અસ્મિતાએ એમના અહમને પોષ્યું હતું: એટલે એમનું ધાર્યું ન થાય ત્યાં એમને સ્વમાન પર ઘા થયાનો ચચરાટ થતો. ઘરમાં પોતે એકલાં જ વડીલ અને પતિના અવસાન પછી, પિત્રાઈઓ તરફથી પોતાના હક અધિકાર પર આક્રમણ કરવાના તમામ પ્રગટ અપ્રગટ, પ્રત્યક્ષપરોક્ષ, ગંદા અને ખટપટી પ્રયાસોને પોતાની અક્કલ હોશિયારીથી નિષ્ફળ બનાવી, પુત્રને પોતાની હૂંફાળી પાંખમાં લઇ એના સર્વાધિકારોનું સંરક્ષણ કરેલું. એટલે માતાની વત્સલતાભરી મમતા મીઠાશનો હૈયામાં મહેરામણ ભરેલો છતાં, પિતાની અધિકારની ભાવનાભરી અહંતા સુષુપ્ત દશામાં એ જ હૈયામાં ઊંઘતી પડી હતી.

ક્વચિત્ એ અહંતા ઉછળી આવતી અને ઘરમાં પોતાનું ધાર્યું જ થવું જોઈએ એવો મૂંગો છતાં સભાન આગ્રહ એ પકડતાં. તેમાંથી ઉમ્મરલાયક નવજુવાન પુત્ર અને સ્વાધીન મનોદશાવાળી આત્મશ્રદ્ધા વાળી વૃદ્ધ છતાં જાજરમાન માતા વચ્ચે વિચાર, વાણી અને વર્તનનાં ઘર્ષણનાં આછાં છમકલાં થતાં, તેમાંથી થોડા ઘણા તણખા પણ ખરતા. વિધવા માતાનો લાડકવાયો શિરીષ વીસમીસદીની સ્વતંત્રતાની છાલકોથી છંટાયો હતો: પિત્રાઈઓની ખટપટો, કાવાદાવા અને મલિન મનોદશાના સ્વાનુભવ અને જ્ઞાતિના કહેવાતા આગેવાનોની એ અન્યાયોમાં મૌન સંમતિ તેમજ તટસ્થતાના દેખાવ નીચે નિરાધાર વિધવાની વિરૂદ્ધ-વાળાઓને ઉશ્કેરવાનાં એમનાં કારમાં કાવતરાંની જાતમાહિતીથી શિરીષ સામાજિક સુધારા સંબંધમાં ઉદ્દામ વિચારો ધરાવતો બની ગયો હતો.

રશ્મિ એક વખતે ઉદ્દામ વિચારો માટે જાણીતો હતો, પરંતુ તર્કશાસ્ત્રના અભ્યાસે અને બન્ને પક્ષનો ન્યાયધિશ તરીકે તુલનાત્મક દષ્ટિએ વિચાર કરી વ્યવહારૂ અને શક્ય લાગે તે માર્ગ સ્વીકારતો. તે અન્યાયનો પક્ષકાર નહોતો બનતો કે તેની સામે થવા માટે સહન કરવું પડે તો પીછેહઠ નહોતો કરતો. ઉપલા મધ્યમવર્ગના રશ્મિને માતાપિતાની છત્રછાયા નીચે રહેવાનું હોઇ, એને સામાજિક અન્યાયોનો અંગત અનુભવ નહોતો થયો. તેથી શિરીષમાં સામાજિક અત્યાચારો અને અન્યાયો તરફ તિરસ્કાર સાથે જે કડવાશ જણાતી, એવી કડવાશ રશ્મિમાં નહોતી. તેથી તે શાંત અને નમ્ર લાગતો. અતિ ઉદ્દામોમાં તે વિનીત ગણાતો: સ્વપ્નદષ્ટાઓ એને વ્યવહારૂ કહીને હસી નાખતા, છતાં જરૂર પડે સહુ એને મિત્ર માની સલાહ લેતા.

શિરીષે તેને આગ્રહભર્યું આમંત્રણ આપીને થોડાક દિવસની મહેમાની માણવા તેડાવ્યો, ત્યારે એના જુવાન મિત્રો રાજી થયા હતા. પોતાના ગામના જુવાનોમાં શિરીષ માનીતો હતો. ગામમાં હોય

ત્યારે યુવાનોની આગેવાની એને જ મળતી. એટલે રશ્મિનું આગમન ગામના નવજુવાનો માટે તહેવાર સમું થઇ પડયું હતું.

રાતે પણ કેટલાક મિત્રો રશ્મિને મળવા તેમ એની સાથે વાતો કરવા આવ્યા હતા.

શિરીષનાં આ પુત્રના મિત્રોને પુત્રવત્ ગણતાં એટલે બધા જુવાનિયાનાં એ માનનીય 'માજી' હતાં, એમણે એક વખત તો ઉપર જઇને કહ્યું પણ ખરૂં કે: 'તમારે રશ્મિને ઊંઘવા દેવો છે કે નહિ ? એ કંઈ કાલને કાલ નાસી જવાનો નથી. એને જરા આરામ તો લેવા દો. આવ્યો છે ત્યારથી જ તમે બધા એને ઘેરી વળ્યા છો..."

'માજી, મને કશી જ તકલીફ નથી. મારી તરફ એમનો પ્રેમ છે એટલે એ પોતાનું કામ મૂકીને આવે છે.' રશ્મિએ વિનય બતાવ્યો.

'એ તો હું પણ જાણું છું, પણ મહેમાનને જમવા, સૂવાનો તો સમય આપવો જોઇએને ?

એ રાતે બીજા દિવસનો કાર્યક્રમ તેઓ નક્કી કરી રહ્યા હતા. રશ્મિને શું શું બતાવવું, કયાં કયાં ફરવા લઈ જવો, તમામ યુવકોને એક સામટા મળી લેવાય તે માટે કેવી વ્યવસ્થા કરવી એ યોજના તેઓ ઘડતા હતા.

માજીના મીઠા ઠપકા પછી મળવા આવનાર મિત્રો ઉઠયા : 'રશ્મિભાઇ, તમને વિશેષ હેરાન કરવાની સજા હવે આવતીકાલ ઉપર મુલતવી રાખીએ છીએ.' જતી વખતે એમણે હસતાં હસતાં કહ્યું.

પરંતુ એ જ રાત્રે ગામમાં જે ઘટના બની તેથી એમનો કાર્યક્રમ જ અધૂરો રહી ગયો.

[ ૨ ]

સુકા ઘાસની ગંજીમાં એકાદ ચિનગારી પડવાથી હોળી સળગી ઉઠે, તેમ આખું ગામ લાગણીના ઉછાળાથી જાગી ઉઠયું હતું.

ચોપાસ ઉલ્કાપાત મચી ગયો હતો. વાટેવાટે, ઘાટેઘાટે અને હાટેહાટે એક જ વાત થઇ રહી હતી.

નવનીતલાલનો ભાસ્કર, જે ગયે મહિને જ એમ. એ.ની પરીક્ષામાં પાસ થયો છે, તે ગ્રેજ્યુએટ થયેલી કોઈક કુંવારી કન્યાને પોતાની સાથે લઇ આવ્યો હતો. તેમનાં લગ્ન થયાં નહોતાં, છતાં તે બન્ને પતિ–પત્ની તરીકે રહે છે, એવી વાત પવનની પાંખે ચઢીને ગામના પ્રત્યેક માનવીને પહોંચી ગઇ હતી. સારાયે ગામમાં તેથી પ્રચંડ કોલાહલ થઈ રહ્યો હતો.

ખામુ ગાડીવાળો આગલી રાતની ગાડીમાં ઉતરેલા ભાસ્કરને પોતાની ગાડીમાં એક રૂપાળી અને જુવાન બાઇની સાથે નવનીતલાલને ઘેર મૂકી આવ્યો હતો.

ખામુડો કહેતો હતો કે: ‘ ભાસ્કરભાઇની સાથે જે બાઇ હતી, તે એની ગાડીમાં છેક ભાસ્કરની લગોલગ બેઠી હતી. એવી રીતે તો આપણા ગામનાં ધણીધણીઆણીયે કદી બેઠાં હોય, તેવું મેં દશ વરસ સુધી ભાડાની ગાડી ફેરવવાના અનુભવમાં કદી જોયું જાણ્યું નથી.’

વળી તે એમ પણ કહેતો હતો કે: ‘ એ બે જણાં બેશરમ જેવાં આખે રસ્તે અંગ્રેજીમાં કંઇ ને કંઇ ટીખળ મશ્કરીઓ કરતાં હતાં, એ જોઇને તો મને ય શરમ આવતી હતી.’

આ ખામુમીયાં ભાડાની ગાડી ફેરવવામાં જાણીતો હતો. તે ગામમાં સહુને ઓળખતો અને ગામમાં સહુ એને ઓળખતું.

તે એક વખત ગુજરાતી નિશાળમાં ગયો હતો, પણ પહેલે મહિને જ માસ્તર સાથે મારામારી કરીને નાશી આવેલો, તે પછી એ કદી શાળાને પગથીએ ચઢયો નહોતો, તો પણ ભાસ્કરની અને તેની સ્ત્રીમિત્રની અંગ્રેજી ભાષાની વાતો સાંભળી તે શરમાઇ ગયો. એવી તેની વાત જેણેજેણે સાંભળી તેણે તેણે માની લીધી!

ભાસ્કરને મૂકીને તે આવ્યો, તે વખતે બજારમાં સીંગલ ચા પીવા હોટલ આગળ ગાડી ઉભી રાખી. તેજ વખતે તેણે હોટલવાળા ઉસમાનમીયાંને વાત કરીઃ

'અરે યાર ! ઓ નવનીતલાલ વકીલકા લડકા, કાલીજમેં શીખતા થાને, વો કોઈ અચ્છા શિકાર માર લાયા હય ! બડી ખૂબસુરત નાજની હય.'

ચા પીને ખામુ ગાડી દોડાવી ગયો, પણ હવામાં ઉડતી કરેલી એની વાત રાતની રાતમાં પ્રત્યેક ઘરનાં બારણાં ખખડાવીને સહુને કાને અથડાઈ આવી. પછી તો વહેલી સ્હવારે જે પનીહારીઓ કૂવે ગઇ તે પાણીની હેલ સાથે, મંદિરે ગયેલી ડોશીઓ અને શ્રદ્ધાળુઓ દર્શનની સાથે, શાક લેવા ગયેલા પુરૂષો શાક સાથે, એમ વિવિધ સ્વરૂપ ધારણ કરતી એ વાતોના વાહક બની ગયા.

વર્તમાનપત્રો કરતાં પણ માનવીની જીભે ચદેલી આવી ખબરો વંટોળની માફક સંખ્યાબંધ કાને અથડાય છે, અને એ વંટોળ પછી તો ઝંઝાવાતનું રૂપ ધારણ કરી લે છે!

આમ સવારના પહોરમાં જ ભાસ્કર અને તેની સ્ત્રીમિત્રની વાતો સમસ્ત શહેરની જાહેર મતા બની ગઇ.

પછી તો નવનીતલાલ વકીલને ત્યાં કદી નહિ જનારા માણસો પણ એક અથવા તો બીજા કામનું નિમિત્ત શોધી શોધીને એમને ત્યાં જવા લાગ્યા. અને પોતાની કુતૂહલવૃત્તિને શાંત કરવા માટે નવનીતલાલને કંઇ કંઇ સવાલો પૂછતાં વિવેકવૃત્તિપરનો કાબૂ સાચવવાનું એ ભુલવા માંડ્યા.

આમજનતાની ઉત્તેજીત કુતૂહલતા દારૂના નશા કરતાં પણ વધુ ખરાબ હોય છે.

[ ૩ ]

નવનીતલાલ વકીલ ગામમાં પ્રતિષ્ઠિત વકીલોમાંના એક હતા.

એમનો ભાસ્કર ગામમાં ચાલાક અને સુશીલ વિદ્યાર્થી ગણાતો. પરીક્ષાઓમાં તે હંમેશાં સફળ જ થતો, અને ઘણી વખત તો તે પ્રથમપદે ઉત્તીર્ણ થઇ ઇનામો પણ મેળવતો.

એથી ભાસ્કરની પ્રતિષ્ઠા ગામમાં વધી હતી. પ્રતિષ્ઠા અને પૈસો એ એક પ્રકારનો અકસ્માત છે. અકસ્માતથી જ તે વધી જાય છે, અને તેને અકસ્માતનો એવો એકાદ આંચકો લાગતાં જ તે સાબુના ફીણના પરપોટાની માફક ફૂટી જાય છે.

ભાસ્કરની પ્રતિષ્ઠાને ગઇ રાતે જે આંચકો લાગ્યો, તેથી આખા ગામમાં તે હડધૂત થવા લાગ્યો હતો.

ભાસ્કર પોતાના એક જ કૃત્યથી સારાએ હિંદુસમાજનો શત્રુ થઇ ગયો હતો. એવા સમાજશત્રુને આશ્રય આપનાર તેનો પિતા પણ દુશ્મનને સંઘરનાર સમાજના દુશ્મનનો સાથી બની શક્યો.

'સાંભળ્યુંને કાકા ?' મંદિરને ઓટલેથી ઉતરતાં ઉતરતાં એક આધેડ આદમી બીજા વયોવૃદ્ધ માણસને પૂછતો હતો.

'શું ? પેલા નવનીતના ભાસ્કરનું ભોપાળુંને ?'

'તમે ય ત્યારે વાત જાણતા લાગો છો !'

'અમે શું ગામમાં રહેતા નથી ?'

'આ તો માત્ર બ્રાહ્મણ ન્યાત સામે નહિ પણ સારાયે હિંદુ સમાજ સામે બળવો છે !'

'હિંદુ સમાજ જ શા માટે ? જે માનવી નીતિ કે ધર્મને માનતો હોય, તે પછી ગમે તે ન્યાતનો કોમનો કે ધર્મનો હોય,

છતાં આ કામ પસંદ નહિ કરે. આ તો હડહડતી અનીતિ જ કહેવાય. ભાઇ! આ તમારા અંગ્રેજી ભણેલાઓ......'

'કાકા! અંગ્રેજી ભણેલાઓ કંઇ એમ નથી કહેતા કે, લગ્ન કર્યા વિના કોઇની કન્યાને ઘરમાં લાવો.'

'બાપુ! હવે તો જમાનો વિચિત્ર આવ્યો.'

'એથી શું થયું?' મંદિરને ઓટલેથી ઉતરતો ત્રીજો માણસ વચ્ચે પૂરાયો. 'વિચિત્ર જમાનો પણ આવું કામ નિભાવી નહિ લે. એ તો જો લોકોમાં પાણી હોયને, તો તો હાલ ને હાલ એ લોકોને ગામમાંથી જ ભાગવું પડે.'

'એ ખરૂં પણ આ તો ભાઇ ગોરાનું રાજ! આ રાજમાં તો ઢેડ પણ બ્રાહ્મણને ધક્કા મારી શકે!'

'એ તો બ્રાહ્મણમાં પાણી ન હોય તોજ સ્તો, બાકી તો ધક્કો મારવા આવનાર જ ધૂળભેગો થઇ જાય!'

'તો એનાં બાયડી છોકરાં રઝળે, કોઈ તેની મદદમાં ઊભો ન રહે, અને બિચારાને ચૂનો ટીપવા જ જવું પડે. હવે ધર્મની કોને પડી છે ભાઇ?'

'ધર્મની કોને પડી છે શું? પેલો શિરીષ તો ગામમાં ખુલ્લમ-ખુલ્લા ધર્મને ગાળો ચોપડાવે છે અને ભગવાન મરી ગયો છે એમ કહી કહીને છોકરાઓને ઉશ્કેરે છે, છતાં તેને કોઇ છે વારનાર?'

'હવે તો બધા બુદ્ધિવાદીઓ થઇ ગયા.'

'કાકા! એકલા બુદ્ધિવાદ પર કોઇ જીવી શક્યું છે? બુદ્ધિ ગમે તેટલાં નખરાં કરે પણ બાપદાદાથી ચાલી આવતા રિવાજોની સામે આખરે તો તેનું કંઇ જ ન ચાલે.'

'ચાલ્યું જ ને અત્યારે તો. પેલો ભાસ્કરીઓ આખા ગામમાં

અનીતિ ચલાવી જ રહ્યો છે ને ? એણે કઇ પરીક્ષા પાસ કરી છે ? અમને ઘરડા માણસોને તો એનાં નામે ન આવડે.'

'એમ. એ. ની.'

'ધૂળ પડી એ એની એમ. એ. માં ?'

આખું ગામ આમ ભાસ્કર સામે કકળી રહ્યું હતું.

અને તે જ સાંજે આખી ચોરાશી ન્યાત ભેગી થવાની છે એવી વાતો ચાલી રહી હતી. શિરીષ અને એના મિત્રો પણ એ જ ઝંઝાવાતમાં સપડાઇ ગયા હતા.

શિરીષ કહેતો કે: 'લગ્ન' ભાસ્કરનો વ્યકિતગત વિષય છે. શા માટે એમાં ગામ લોકો નકામી દખલ કરે છે?'

રશ્મિને ડર હતો કે: 'આથી તો ભાસ્કર સામાજીક સુધારાના પ્રવાહને જ અટકાવી દેશે. આપણો દેશ ધર્મપ્રધાન છે તે આ જાતના પ્રયોગો એકદમ સાખી ન જ શકે.'

'એટલે શું ધર્મ અને સમાજવ્યવસ્થાથી ડરીને માણસ પોતાની વ્યકિતગત સ્વતંત્રતાનો નાશ કરે ? જે ધર્મ કે તેનું તત્વજ્ઞાન સામાજીક ક્રાન્તિનો વિરોધ કરે, તે ધર્મ ને તત્વજ્ઞાન જ નકામાં !'

'શિરીષ, મારા કે તારા કહેવાથી એ નકામાં બનવાનાં નથી. એની પાછળ તો હજારો વર્ષોના ઇતિહાસનું બળ ઊભું છે. પ્રતિષ્ઠિત પૂર્વજોની પરાક્રમી પરંપરાનું એને પીઠબળ મળેલું છે. તે બળ આવા પ્રયાસોથી કંઇ તૂટી પડવાનું નથી. કુદરત કુદરતનું કામ કરવાની. એકલડોકલ વ્યકિતની ઇચ્છા તો શું પણ સારાયે સમાજની ઇચ્છા કરતાં પણ કુદરત વધુ બળવાન છે.'

'અને એ કુદરતે જ ભાસ્કર પાસે આ પગલું ભરાવ્યું છે ! જો વાત ખરી હોય તો હું એમને મારે ત્યાં બોલાવીને એમનો જાહેર સત્કાર કરીશ.'

'તો તારી એ હિંમત માટે હું તને જરૂર ધન્યવાદ આપીશ. પણ બિરાદર શિરીષ, એટલું જરૂર ધ્યાનમાં રાખજે કે, ઉતાવળે કદી આંબા પાકતા નથી.'

'ઉતાવળનો પ્રશ્ન જ નથી. આપણો રૂઢિચુસ્ત સમાજ તો એમ જ માની બેઠો છે કે, અનેક વર્ષો પહેલાં વાવેલા આંબાને પણ કદી ફળ બેસવાં જ ન જોઇએ !'

'રૂઢિની જર્જરિત ઇમારતનાં ખંડેરો નીચે ચગદાઇ મરવાની રૂઢીચૂસ્તોની હઠિલાઇભરી મક્કમતા સમાજની પ્રગતિને જ રૂંધી નાખે છે.'

'એ લોકોય સાચા નથી અને તારા તેમજ ભાસ્કર જેવા લોકોયે ખરા નથી. ખરી વાત તો એ છે કે, આપણે અત્યારે સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યા છીએ: એટલે આપણે તો જે કંઇ વાવેતર કરીશું તે માત્ર પૃથ્વી પર પડેલા પહેલા બીજ જેવું જ હશે. આપણી પછીની પેઢીઓ એ બીજને જમીન ખેડીને વ્યવસ્થિત રીતે વાવશે, પરંતુ એનો પાક લણવા માટે તો તે પછીની કેટલીએ પેઢીઓએ રાહ જોવી પડશે અને પોતાની યોગ્યતા પૂરવાર કરવા માટે ઇતિહાસના ન્યાયમંદિર સમક્ષ એણે તેની સાબિતીઓ આપવી પડશે.'

'છતાં તેથી રૂઢીરક્ષકોની આપખુદીને તો લઇ ચલાવી ન જ શકાય. હું તો એમ માનું છું કે, એવી આપખુદ સત્તાની ભક્તિ તે તો ગુલામીની જ ભક્તિ છે.'

'એવી ભક્તિ ન કરવી, અને તેમ કરતાં જે કંઇ સહન કરવું પડે તે સહન કરવું તેમાં મર્દાઇ છે. છતાં એવી મર્દાનગી બતાવવાના ઝનૂનમાં આપણે વિવેકાવિવેકનું ભાન પણ ન રાખીએ તો આપણી એ મર્દાઈ પણ નકામી થઇ પડે.'

'એ બધી વાતો પછી કરીશું. પહેલાં તો આપણે ભાસ્કરને મળીએ અને તમામ પરિસ્થિતિથી વાકેફ થઇએ. હજી તો આ વાત

ખરી છે કે ખોટી, તે પણ આપણે જાણતા નથી. પણ જો તે ખરી હકીકત હશે, તો ભાસ્કરને આપણા જેવાઓની હૂંફ જરૂરી થઇ પડશે. કેમકે અત્યારે તો બધા જ તેનો વિરોધ કરશે અને તેનો બહિષ્કાર કરવા તૈયાર થઇ જશે.'

'જેઓ ભાસ્કરના કાર્યને નિખાલસ ભાવે સમાજનો અને નીતિનો દ્રોહ કરનારું ગણતા હોય, તેમને તેમ કરવાનો પૂરેપૂરો હક છે.'

'પરંતુ તે પહેલાં તેમણે પોતાની સમાજવ્યવસ્થાની અને નીતિની વ્યાખ્યા સમજાવવી પડશે. આજના નવજુવાનો હવે ઘેટાંઓની માફક તેમના એ અન્યાય સાંખી લેવાના નથી. ખરી રીતે તો સમાજના થઈ પડેલા આગેવાનોનાં જ કામ એવાં હોય છે કે, તેમને ભાસ્કર જેવાઓનો ન્યાય કરવાનો હક જ નથી.'

'એ હક જ્યારે તેમની પાસેથી ખૂંચવી લેવા જેટલી તાકાત નવજુવાનોએ કેળવી હશે, ત્યારે એમનામાં તેમ કરવા જેટલી શક્તિ રહી નહિ હોય. પણ શિરીષ, હજી નવજુવાનોમાં એ તાકાત આવી છે ખરી?'

'નહિ આવી હોય તો આવી રીતે જ આવશે. આજ સુધી નવજુવાનો માત્ર એરણ જેવા બની રહીને પ્રત્યાઘાતી સમાજનેતાઓ રૂપી હથોડાના ઘા સાંખી જ રહ્યા છે. પણ હવે તો જુવાનિયાઓ જાતે હથોડા બનીને જૂનવાણી સમાજને પોતાનો મનગમતો ઘાટ આપશે.'

'તેની સામે કોઈ પણ બુદ્ધિમાન માણસને વાંધો ન જ હોઈ શકે. પરંતુ જેઓ સમાજ–માનસમાં પલટો કરાવવા માગતા હોય તેમણે પહેલાં પોતાના માનસમાં પૂરેપૂરો પલટો કરવાની, તેમજ પોતાનું સંઘબળ ખીલવવાની જરૂર છે અને તે માત્ર વાતોથી બની ન શકે.'

[ ૪ ]

શિરીષ અને રશ્મિ આવી વાતો કરતા કરતા નવનીતલાલને ઘેર જવા નીકળ્યા.

દાદરથી નીચે બારણા પાસેના ચોકમાં શિરીષનાં ઘરડાં માજીની સરદારી નીચે પોળનાં ચાર પાંચ બૈરાં ભાસ્કરની જ ચર્ચા ચલાવી રહ્યાં હતાં:

'મારો છોકરો જો આવું કામ કરે ને, તો હું તો એને એક પળ માટે પણ મારા ઘરમાં ઉભો ન રાખું. એ તો નવનીતલાલ એવો કે આવું કામ કરીને આવેલા છોકરાને ઘરમાં રાતવાસોયે રહેવા દીધો!'

આ શબ્દો શિરીષની માતાના હતા. રશ્મિએ એ શબ્દો સાંભળીને શિરીષના કાનમાં કહ્યું: 'શિરીષ, સાંભળ્યું, તારા માજી શું કહે છે તે?'

શરમથી શિરીષનું મસ્તક નીચું ઢળી ગયું હતું. એ જ્યારે સમાજ સામે ક્રાંતિ પોકારવાની અહોનિશ વાતો કરી રહ્યો હતો, ત્યારે એની પોતાની માતા, તેનાથી ઉલટા જ વિચારોનો પ્રચાર કરી રહી હતી!

શિરીષે કશો જ જવાબ આપ્યો નહિ. તે રશ્મિ સાથે ઘેરની બહાર નીકળ્યો—વિચારમગ્ન અને ગંભીર ભાવે.



## ૪ : ઘરની આગ

[૧]

**ભાસ્કરને કાને** પણ તેની સામે શરૂ થયેલા ગામના વિરોધની વાતો અથડાઇ ચૂકી હતી.

એણે ગામજનોના વિરોધની ગણતરી તો કરી જ રાખી હતી, પરંતુ તે વિરોધ આટલો જલદી અને આવો સામુદાયિક બનશે તેવી ધારણા એણે રાખી નહોતી. તે માનતો હતો કે, હિંદુસમાજ યુગોના વાર્ધક્યને લીધે ક્ષીણ બની ગયો છે, અને એની વિશાળ કાય તેમ જ ક્ષીણતાને લીધે એનું ચેતન મરી પરવાર્યું છે.

પરંતુ આજે આટલા ત્વરિત વેગે એ સમાજનો સળવળાટ જોઇને ભાસ્કરને આશ્ચર્ય થયું.

હિંદુ સમાજપર યુગોના ઇતિહાસના થર સાથે વહેમ, રૂઢિ અને તેમાંથી જન્મતી જડતાની ધૂળનાં પડ પર પડ ફરી વળ્યાં છે, છતાં એ સમાજની એક લાક્ષણિકતા છે કે જ્યારે તે પોતાની સામે પડકાર થતો સાંભળે છે, ત્યારે એકદમ સફાળો જાગ્રત બની જાય છે અને પડકાર આપનારને સામો સંગઠિત પડકાર આપે છે.

આર્યોના વંશજોની એ સમાજ સંરક્ષણની સાવધાનીની ગણત્રીમાં અનેક નવયુવકોની માફક ભાસ્કરે ઉંધું અંકગણિત માંડયું હતું !

ભાસ્કરના પિતા નવનીતલાલ વકીલ હતા: મુત્સદ્દી હતા. તેમને પોતાના એકના એક શિક્ષિત પુત્ર તરફ અપાર મમતા હતી.

નવનીતલાલે જનતામાં મચેલા ખળભળાટની વાત જાણી એટલે તેણે ભાસ્કરને મળવા બોલાવ્યો અને કહ્યું:

'ભાઇ, ગામમાં ખૂબ ખળભળાટ મચી ગયો છે.'

'એની મનેય ખબર પડી. નોકર હમણાં જ વાત કરી ગયો.'

'જૂનવાણી સમાજ જ નહિ પણ જેઓ સુધારાના હિમાયતી છે તેઓ પણ આવા પ્રયોગને સાંખી ન શકે.'

'બાપુજી, લોકોની તો એ ટેવ જ છે. લોકોને શું પણ કુદરતનો પણ એવો સ્વભાવ છે કે કોઇ પણ જાતનો નવીન અખતરો તે એકાએક વિનાવિરોધે સાંખી લેતી નથી. પરંતુ જે અખતરો કરવા જેવો હોય, જેથી માનવજાતિને લાભ થાય તેમ હોય, તે કરતાં શા માટે ડરવું?'

'પણ સમાજ એવા અખતરાઓને પોતાની સ્થાપિત વ્યવસ્થા સામેના વિરોધ તરીકે માને અને સાંખી ન લે......'

'તો અખતરો કરવા મથનારે સમાજના એ વિરોધને સાંખી લેવા તેમ તેની સિધ્ધિ માટે આપવા પડે તેટલા ભોગ આપવા તૈયાર રહેવું જોઇએ.'

'તારી એ વાત હું સમજું છું; પણ ભાઇ, આ તો તારા પ્રયોગની સાથે હું મળતો થતો ન હોઉં તો પણ, સમાજ સામેના તારા વિરોધમાં મારે તારી સાથે ઉભા રહેવું પડે......'

'અથવા જેમ સમાજ મારો વિરોધ કરે તેમ તમારે પણ તેની સાથે જોડાઇને મારો વિરોધ કરવો પડે.'

'ભાઇ, તું મને કેટલો પ્રિય છે?'

'પરંતુ મારા કરતાં તમને અત્યારની સમાજવ્યવસ્થા વધુ પ્રિય હોય તો જેમ હું ભાવિ સમાજના કલ્યાણની ભાવનાથી નવીન અખતરો કરી સમાજનો રોષ વહોરવા તૈયાર થયો છું તેમ, હાલની લગ્નવ્યવસ્થાને અભંગ જાળવી રાખવામાં જ સમાજનું કલ્યાણ છે એવું તમને લાગતું હોય તો તમારે સમાજની સાથે ઊભા રહેવું જોઇએ.'

'બેટા!' પિતાએ બે અક્ષરોમાં પિતૃહૃદયમાં ખડકાઇ રહેલા વાત્સલ્યનો ખ્યાલ આપી દીધો.

'પિતાજી!' ભાસ્કર પિતાનાં મનોમંથન વાંચવા તેમની કીકીઓમાં જોઇ રહ્યો.

જ્યાં વાણીનું ગજું ચાલી શકતું નથી ત્યાં આંખ પોતાની ગૂઢ ભાષાથી કામ લે છે.

'પિતાજી!' ભાસ્કર થોડીક ક્ષણોના મૌન પછી ગંભીર ભાવે બોલ્યો: 'સમાજનો મારી સામેનો વિરોધ ખરો છે કે ખોટો તેની તકરારમાં હું ઉતરવા માગતો નથી. તેમજ લગ્ન અથવા તો લગ્નબંધન વિનાના પ્રેમનો અખતરો એ માત્ર મારો વ્યક્તિગત વિષય છે એવી દલીલ કરીને મારા કાર્યથી સમાજને પરોક્ષ કે પ્રત્યક્ષ થનારી અસરની યે હું અવગણના કરવા માગતો નથી.'

'પણ ભાઇ, તને નથી લાગતું કે તેં જે હરણફાળ ભરી છે તેને જીરવવા જેટલો આપણો સમાજ તૈયાર નથી?'

'સમાજ તો આપણો શું કે વિદેશી શું, શિક્ષિત શું કે અશિક્ષિત શું, બધે સરખો જ હોય છે. આપણે તે દિવસે લુઇ પેશ્વરની જે ફીલ્મ જોવા ગયા હતા, તેમાં લુઇનો વિરોધ કરનારા પેરીસના અનુભવી દાક્તરો જ હતાને? લુઇને આજે તો હવે સારી દુનિયા માન આપે છે, જંતુને લગતી કરેલી શોધથી એણે માત્ર માનવ જાતિ પર નહિ પણ પ્રાણીમાત્ર પર ઉપકાર કર્યો છે, એમ સહુ કોઇ

સ્વીકારે છે છતાં એના યુગમાં એના જ દેશના દાક્તરોએ હથિયારો ગરમ કરીને વાપરવાં અને દર્દી સાથે કામ લેતા પહેલાં દાક્તરે પોતાના હાથ ધોઇને સ્વચ્છ રાખવા એટલી જ વિનતિ પોતાના વ્યવસાયને અંગે કરેલી તે માટે તેની સામે શું વિરોધનો ઓછો વંટોળ ચઢયો હતો?'

'અને એને તે વિરોધથી પેરીસ સુદ્ધાં છોડવુ પડયું હતું ને?'

'એથી એના દિલને જરાયે દુ:ખ થયું નહોતું. પણ પેરીસ છોડવા છતાં લુઇએ પોતાના જ પ્રયોગ ચાલુ રાખ્યા અને છેવટે વહેમી, સ્થિતિચુસ્ત અને વિજ્ઞાનનો વિરોધ કરનારા દાક્તરોએ પોતાની હાર સ્વીકારી, તેનું સન્માન કરવું પડયું.

'પણ ભાઇ, એ તો પેરીસના દાક્તરો હતા; ગુજરાતના એક ગામના રૂઢિચુસ્ત બ્રાહ્મણો નહિ?'

'પિતાજી, આપણે આપણા ગામના બ્રાહ્મણોનો જ શા માટે વાંક કાઢીએ? એમનો તો એ શિરસ્તો પડી ગયો છે. પણ જ્યારે વિરોધ ફ્રાન્સના શહેનશાહે તેમજ પેરીસના દાક્તરોએ કર્યો ત્યારે પણ એની પત્ની અને પુત્રીએ લુઇનો ત્યાગ કર્યો નહતો. લુઇના પ્રયોગોની સફળતા સિદ્ધ નહોતી થઇ તો પણ તેઓ શ્રદ્ધાથી તેની સાથે જ પેરીસ છોડી ગયાં, છેવટ સુધી તેની સાથે જ ઊભાં રહ્યાં, નિરાશાના અને મુશ્કેલીઓના સમયમાં પણ લુઇને ઉત્તેજન, આશ્વાસન, પ્રેરણા તેમજ મદદ આપ્યાં...'

'સમજ્યો, સમજ્યો, ભાઇ! તું એમ કહેવા માગે છે કે, તે રીતે મારે પણ તારી સાથે ઉભા રહેવું, અને સમાજના સામુદાયિક વિરોધની જરાયે પરવા કરવી નહિ. પરંતુ તેં જે પગલું ભર્યું છે તેમાં મને શ્રદ્ધા બેસતી ન હોય તો? એથી આપણી સમાજવ્યવસ્થાની ગડી ઉકલી જશે, તેથી સમાજમાં અનીતિ ફેલાશે અને પરિણામે સમાજ છિન્નભિન્ન થઇ જશે એમ મને લાગતું હોય તો?'

'તો આપની એ ધર્મ્ય ફરજ છે કે તમે તમારા ભાસ્કરને ઘરમાંથી એક ઘડીનાયે વિલંબ વિના હાંકી કાઢો. હું આપની આજ્ઞાને શિરસાવંદ્ય ગણીશ.'

'બેટા, તું મારો એકનો એક પુત્ર. કેટલી બધી આશાઓથી મેં તને ઉછેર્યો, ભણાવ્યો, ગણાવ્યો અને કેળવ્યો ?...'

'સદીઓ જૂની જીર્ણ રૂઢિઓના મુડદાનો બોજો અનિચ્છાએ બુદ્ધિની સામે બળવો કરીને હું છાતી પર લઈને ફરૂં એટલા માટે તો નહિ જ ને. મુક્તિ અપાવે તે જ વિદ્યા.'

'ભાસ્કર, તારે માટે આપણી ભરી ન્યાતમાં કન્યાઓનો ક્યાં તોટો છે ? કેટકેટલાએ માણસો તને પોતાની દીકરીઓ દેવા તૈયાર છે. જેમને હું ઓળખતો પણ નથી...ભાઈ, તને મારી તરફ તેમજ તારી બા તરફ પ્રેમ નથી ?'

'જરૂર પ્રેમ છે અને તમને બન્નેને મારી તરફ પણ પ્રેમ છે, એમ માનીને જ હું સીધો અહીં આવ્યો છું.'

'જો તને અમારી તરફ પ્રેમ હોય તો અમારૂં કહેવું એક વખત માન.'

'એટલે કે તમારી ખાતર નહિ, સમાજના ભલા ખાતર નહિ, પણ સમાજના સ્થિતિચુસ્તોએ માની લીધેલી રૂઢિની ખાતર હું મારી એક સ્ત્રીમિત્રને દગો દઉં, મારો પોતાનો યે છેહ કરૂં ? પિતાજી ! આ કેવી જાતનું બલિદાન ?...'

ચોરાશી ન્યાતના ગોરનો નીચેથી અવાજ સંભળાયો :

'ભાસ્કર તે નવનીતલાલ• વકીલનો પુત્ર, ન્યાતના નિયમો તોડીને એક વણિક કન્યાને વિનાલગ્ને પોતાની સાથે રાખે છે અને ચોરાશી ન્યાતના નિયમોનું ઉલ્લંઘન કરીને, નવનીતલાલે તેને પોતાના

ઘરમાં સંઘર્યો છે. તે સંબંધે વિચાર કરવા આજે રાત્રે ન્યાતની વાડીમાં ચોરાશી ન્યાત મળશે, તેમાં સહુએ આવવું...ઉં...ઉં...ઉં...'

એ અવાજ સાંભળીને નવનીતલાલનું મોઢું પડી ગયું.

'ભાઇ! જોયું ને?' નવનીતલાલે ગંભીર ભાવે કહ્યું.

'ગમે ત્યારે પણ સ્થિતિચુસ્ત સમાજને ધક્કો મારીને આગળ ઘસડવાનો પ્રયાસ તો કોઇ નહિ ને કોઇને પણ કરવો તો પડવાનો જ છે ને? ત્યારે તેને ય ભોગ તો આપવો જ પડશે. તો એ લ્હાવો તમારો પુત્ર શા માટે ન લે?'

'બેટા, તું મારી સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી કરે છે. યદ્યપી શુદ્ધં લોક વિરૂદ્ધં...'

'શેઠ શેઠ, બાઇ...' ઘરનો એક જૂનો નોકર બરાડા પાડતો નવનીતલાલના ખંડમાં આવ્યો.

'શું છે અલ્યા?'

'બાઇ હમણાં સુધી વાતો કરતાં હતાં અને હમણાં જ પેલો ન્યાતગોર કંઇક કહી ગયો, તેટલામાં તો એમને ચક્કર આવી ગયાં અને તે બેભાન થઇને પડયાં છે.'

નવનીતલાલ અને ભાસ્કર દોડતા રમાના ખંડ તરફ ગયા.

[ ૨ ]

શિરીષ અને રજનીએ ભાસ્કરને મળવા માટે નવનીતલાલ વકીલના આંગણામાં પગ મૂકયો ત્યારે દાકતરને બોલાવવાની દોડાદોડ ચાલી રહી હતી.

ઘરના એકાદ નોકરે ખબર આપ્યા કે 'રમાબહેનની તબીયત એકાએક બગડી ગઇ છે. ભાસ્કરભાઇનાં કામ કોણ જાણે કુટુંબનું શું નહિ કરે!'

એ સાંભળીને રશ્મિએ શિરીષને કહ્યું, 'અત્યારે આપણે પાછા જઈએ તેજ ઠીક.'

અને તુરત બન્ને મિત્રો ત્યાંથી પાછા વળ્યા.

શિરીષના મનમાં તે વખતે બે વિચારો ઘોળાઈ રહ્યા હતાઃ પોતાના અને પોતાની માતાના વિચારો વચ્ચેની અથડામણના અને ભાસ્કરના.

રસ્તા પર પગ મૂકતાં જ શિરીષે કહ્યુંઃ 'પરંપરાથી ચાલ્યા આવતા આચાર વિચારોથી જે સંસ્કાર બંધાય છે, તેમાંથી જ માનવીના સ્વભાવનું સર્જન થતું ન હોત, તો નવનીતલાલનો નોકર ભાસ્કરના સંબંધમાં આપણી સમક્ષ વિના માગે આવો અભિપ્રાય આપત નહિ.'

'એ તો એના જેવા સંસ્કાર.'

'પરંતુ એની ન્યાતમાં પુનર્લગ્નની તેમ છૂટાછેડાનીયે છૂટ હોય છે. એટલુંજ નહિ પણ સવેલી સ્ત્રીઓનેય ઉપાડી જનારને તેની ન્યાત દંડથી વધુ ગુનાઈત કાર્ય ગણતી નથી, છતાં તેને પોતાના શેઠના પુત્રની આ જાતની ટીકા કરવાનું મન થયું, એમાં કયા સંસ્કારોએ ભાગ ભજવ્યો ?'

'આપણા સમાજમાં નોકરને કુટુંબના માણસ જેવા માનવામાં આવે છે. એટલે પોતાના હાથમાં ઉછરેલા શેઠના સંતાનો તરફ એવા નોકરો વડીલ ભાવે જ જોતા હોય છે અને એ પોતે ગમે તે ન્યાતનો હોય, પણ ભાસ્કરની ટીકા એ બ્રાહ્મણ ન્યાતની નજરે કરે છે. બ્રાહ્મણને ત્યાં નોકરી કરવાથી તેનો સ્વભાવ એવો ઘડાયો છે.'

'એ જ આપણા જૂનવાણી અને રૂઢિરક્ષક સમાજની વ્યુહ-વ્યવસ્થાની ખૂબી છે. એ લોકોએ ધર્મને નામે, નરકને નામે, શાસ્ત્રને નામે એવા એવા ભીષણ ભયની કલ્પનાઓ ફેલાવી મૂકી છે, કે

ભલભલા સુશિક્ષિત લોકોના માનસ પરથી પણ એ છાપ સહજમાં ભુંસી શકાતી નથી.'

'અને એ બધું એક દિવસમાં તો નહિ થયું હોય ને?

'ના, અનેક વર્ષોની વિચારણાઓનો એ પરિપાક. એને કરોડો માનવીઓ શ્રદ્ધા કે ભયથી સ્વીકારે તેવી સ્થિતિ ઉભી થતાં પણ અનેક વરસો વીત્યાં છે.'

'છતાં તમો નવમતવાદીઓ ધીરજપૂર્વક રાહ જોવા તૈયાર નથી, તમારે તો આજ ને આજ આંબો વાવવો છે અને આજે જ કેરી ખાવી છે. લોકમતને તૈયાર કરવા તમારે થોભવું નથી! જેમ ભૂતકાળ તરફની હઠીલી નિષ્ઠાથી નવાયુગની અવગણના કરવી ઠીક નથી, તેમ ભૂતકાળને ભૂંસી નાખવાની અધિરાઇ ભરી ઉતાવળ પણ ઠીક નથી.'

'તું એમ તો નહિ કહી શકે ને કે એ રૂઢિભકિતનો વ્યવસ્થિત પ્રસાર કરવામાં જેટલાં વરસો વીત્યાં તેટલાં વરસો એ રૂઢિભકિતનો ધ્વંસ કરવામાં યે લાગવાં જોઇએ?' શિરીષે પૂછ્યું.

'એના જવાબ તો બે હોઇ શકે: હા અને ના. તે પરિસ્થિતિ અને સંજોગ પર આધાર રાખે છે. જો જનતાને એટલી ખાત્રી થાય કે તમારો માર્ગ હિતકર છે તો તે તમને જલદી અનુસરવા તૈયાર થાય; પણ જો તેને કોઇ એવી શંકા થઇ કે તમારો માર્ગ અહિત કરે છે તો તેને સમજાવીને તમારા મતની બનાવતાં સેંકડો વરસોયે વીતી જાય.

'પણ જે લોકો જનતા રૂઢિચુસ્ત રહે તેમાં જ પોતાનું હિત સમાયલું જોતા હોય તેવાઓ તો હમેશાં નવા વિચારોનો વિરોધ કરવાના જ.'

'માટે તમારે એમના કરતાં બેવડી શાંતિ, બેવડી ધીરજ, બેવડી વ્યવસ્થાશક્તિ અને બેવડી કાર્યસાધના કેળવવાં પડશે. અને

જેઓ તમારા મતથી જુદા પડે છે તેઓ હમેશાં ખોટા, જૂઠા, દંભી કે દગાબાજ છે એમ નહિ માનતાં સમભાવથી તમારે કામ લેવું પડશે. બધી જ બાબતમાં સુધારાના વિરોધીઓનો સ્વાર્થ નથી હોતો. જોને તારાં જ બા. એ તારાથી જુદો મત ધરાવે છે એમાં એમનો કેટલો સ્વાર્થ રહેલો છે?'

શિરીષ જરા વધુ ગંભીર બન્યો. તે બડબડ્યો: 'તારી વિચારધારાઓ સાથે હું પૂરેપૂરો સંમત થઇ શકતો નથી છતાં એ વાત ખરી કે પ્રગતિ એટલે જ સમાજ સામેનો જંગ.'

'અને જો એ પ્રગતિ સમાજના ભલા માટેની હોય, તો પછી તે જંગ એવો ન હોવો જોઇએ કે જેથી તે સમાજનો જ વિનાશ કરનારો થઇ પડે:'

'એ વાત વિચારવા જેવી છે ખરી. આ જંગ તો પિતા પુત્ર વચ્ચે, માતા અને પુત્ર વચ્ચે, ભાઇ ભાઇ વચ્ચે, પતિ પત્ની વચ્ચેનો છે. તે જંગના લઢવૈયાઓને હમેશાં સાથે રહેવાનું તેમ સાથે જીવવાનું યે હોય છે. પણ સ્વજનપ્રેમ કરતાં રૂઢિપ્રેમને લોકો આટલું મહત્વ કેમ આપે છે?'

'વિચારવા જેવી સમસ્યા એ જ છે. નવમતવાદીઓ તેને શાંતિ અને ધીરજથી ઉકેલતા નથી એટલે તે વધુ અને વધુ ગૂંચવાય છે.'

'પણ એવી ગૂંચનો ડર જો નવમતવાદીઓ રાખ્યાં જ કરે, તો પ્રગતિનું એકેકેએક કાર્ય અટકી પડે. કેમકે તેનાં વિરોધીઓ પછી તો એવી ગૂંચવણો જ ઉભી કરવાની ચાલબાજીઓ અજમાવવા મંડે. એ ના બહુ ગૂંચાય તેને તોડી જ નાખવું!'

'શિરીષ! કહેવા જેટલું કર્તવ્યમાં મૂકવું એ સહેલું નથી. માન કે તારી ને તારાં બાની વચ્ચે વિચારમેળ ન સધાયો..'

'તો અમારે બન્નેએ તુરત જ છૂટ થઇ જવું. એમને એમના વિચારો મુબારક અને મને મારા.'

'એમ થાય તો તો સંસારમાં ઉથલપાથલ થઇ જાય.'

'જૂની પ્રત્યાઘાતી દુનિયામાંથી નવી દુનિયાનું સર્જન કરવું હશે તો એવી ઉથલપાથલ વિના કદી છૂટકો થવાનો નથી.'

'જોઇએ. આ ભાસ્કરવાળી જ ઘટના કયું સ્વરૂપ લે છે તે ?'

'તે ગમે તે સ્વરૂપ લે તે પરથી નવમતવાદના સારા નરસાપણાનો નિર્ણય આપી ન જ શકાય.'

[ ૩ ]

શિરીષ અને રજની આ વાતો કરતા કરતા જતા હતા ત્યારે નવનીતલાલને ત્યાં રમા બેહોશ પડી હતી. ચોરાશી ન્યાત પોતાના કુટુંબને ન્યાત બહાર મૂકે, એ કલ્પના રમાથી સહન થઇ શકતી નહોતી. કેમકે નવનીતલાલ ચોર્યાસી ન્યાતમાં પ્રતિષ્ઠિત અને આગેવાન હતા, તે પ્રતિષ્ઠા પર આજે પાણી ફરવા બેઠું હતું.

ભાસ્કર તરફની મમતા તેને એક તરફ ખેંચી રહી હતી ત્યારે જ્ઞાતિ તરફની મમતાનું તેટલું જ આકર્ષણ તેને બીજી તરફ ખેંચી રહયું હતું. આ બે બાજુની અથડામણે રમાના સ્ત્રીહૃદય પર વજ્રાઘાત કર્યો.

માતાપિતાને આવી કફોડી સ્થિતિમાં મૂકવા માટે ભાસ્કરના દિલમાં પણ અનેક પ્રકારની મૂંઝવણો ઉભી થઇ ગઇ.

આ ધમાલમાં પુષ્પા તો બીચારી પોતાને જ ગુન્હેગાર માની એક ઓરડામાં સીઝાતી બેસી જ રહી હતી, ઘરના નોકરચાકરોની તેના તરફ કરડી નજર થઇ ગઇ હતી. આ બાઇ જ આ ગૃહસ્થ તેમજ પ્રતિષ્ઠિત કુટુંબનું સત્યાનાશ વાળવા બેઠી છે, એવી ટીકાઓ તેઓ અંદર અંદર કરી રહ્યા હતા.

ભાસ્કરે એકલી બ્રાહ્મણ જ્ઞાતિની સામે જ નહિ પણ સારાયે હિંદુસમાજની વ્યવસ્થા સામે બંડ પોકાર્યું હતું. એ બંડની

ભયંકરતાનો ખ્યાલ તેને હવે થયો. અને એની સ્થિતિ સાપે છછુંદર ગળવા જેવી થઇ પડી !

પુષ્પાની સાથે જ્યારે તેણે આ નવા પ્રયોગનો નિર્ણય કર્યો ત્યારે, પોતાની સામે વિરોધનો વંટોળીઓ ચઢશે એની ગણત્રી તો કરી હતી જ, પણ એ વંટોળીઆની આવી સર્વભક્ષી જબ્બર આંધી આટલા જ વખતમાં ચઢશે તેનો એને ખ્યાલ નહોતો.

દાકતરની સારવારથી રમા શુદ્ધિમાં તો આવી. પરંતુ ડોકટરે કહ્યું કે 'દર્દીના હૃદય પર ગમે તે કારણે પણ જબ્બર આઘાત થયો છે એથી તેનું હૃદય નબળું પડી ગયું છે. અને જો દર્દીને એકદમ પૂરતો આરામ નહિ મળે અથવા તો હૃદય પર બીજો આઘાત થાય તેવી ઘટના બનશે, તો તેમાંથી ગંભીર પરિણામનો ભય ઊભો થાય માટે દર્દીને સંપૂર્ણ શાંતિ મળે તેમ કરજો.'

આ સલાહ ડોકટરે તો પોતાની ધંધાદારી રીત પ્રમાણે આપી. પરંતુ તેની જે અસર નવનીતલાલ તેમજ ભાસ્કર ઉપર થઇ તેની કલ્પના બીજા કોઇને નહોતી.

રાતે મળનારી ચોર્યાસી ન્યાતની સભા, તેમાં થનાર ન્યાય અને અપાનાર ફેંસલાની કલ્પના નવનીતલાલના દિલને અત્યારથી જ મૂંઝવી રહી હતી.

તે પોતે ન્યાતના આગેવાનોમાંનો એક હતો. તેણે અનેક વખત બીજાઓના ગુના માટે અપાયલા ફેંસલામાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો. ન્યાતમાં તેના હિતૈષીઓ હતા તેમ દુશ્મનો પણ હતા. અને ભાસ્કરે જે પગલું ભર્યું હતું તે એવું હતું કે એ ગુનાનો કોઈ રીતે બચાવ થઇ શકે તેમ તો હતું જ નહિ, એટલે તેના પક્ષકારોના હાથ હેઠા પડી જશે, જ્યારે દુશ્મનોનો પક્ષ વધુ જોરમાં આવશે એની પણ નવનીતલાલે ગણત્રી કરી જ લીધી હતી.

એટલે તે શૂનમૂન બની ગયા.

ભાસ્કરનાં હૃદયમંથન તેમના કરતાં પણ તદ્દુ તીવ્ર અને દુઃખકર હતાં. ગામમાં આવવામાં ભૂલ જ કરી છે તે હવે તેને સમજાયું હતું પરંતુ કમાનમાંથી છૂટી ગયેલા તીરની માફક હવે તે ભૂલ સુધારી શકાય તેમ રહ્યું નહોતું! 'આ બધા ઝંઝાવાત પુષ્પા કેવી રીતે સહન કરી શકશે?' તેને પહેલી જ વખતે એ વિચાર આવ્યો અને તે કંપી ગયો. 'તેની શું દશા હશે?' એ કલ્પના થતાં માતાના ખંડમાંથી સીધો જ એ પોતાના ખંડમાં ગયો.

ત્યાં પુષ્પા ગમગીન ભાવે બેઠી હતી, કરમાઈ ગયેલી પોયણી સમી!

પુરૂષ ગમે તેવો જવાંમર્દ અને બહાદૂર હોય, ભલભલા દુશ્મનોનેય હંફાવતો હોય છતાં સ્ત્રીની આગળ તો બાળક જેવો બની જાય છે.

પુષ્પાના ખંડમાં પગ મૂકતાં જ ભાસ્કરમાં એ પ્રકારનું પરિવર્તન થઈ ગયું. માતાના ખંડમાં હતો ત્યારે તેના દિલમાં સમાજની રૂઢિઓ સામેનો ક્રોધ ઊંડેઊંડે ભડભડી રહ્યો હતો; પિતાની સાથે દલીલ કરતો હતો, ત્યારે જાનના પણ જોખમે રૂઢિની ગુલામી સામે મોરચા માંડવાના મર્દાઈભર્યા વિચારોથી તેનું રોમરોમ ધણધણી રહ્યું હતું; પણ પુષ્પાના ખંડમાં પગ મૂકતાં જ તે બાળક જેવો બની ગયો.

'પુષ્પા!' તેણે એના વાંસા પર હાથ મૂકીને કહ્યું. એ બે અક્ષરોમાં તેનાં મનોમંથનોની તમામ વેદનાઓનો પ્રતિધ્વની સંભળાતો હતો.

સૂર્યમુખીનું ફૂલ સૂર્ય સામે આકર્ષાય તેમ પુષ્પાએ પોતાના અવનત મસ્તકને ધીમેથી ઊંચક્યું.

નિત્યના એ પુલકિત વદન પર આજે વિષાદની રેખાઓ અંકાઈ ગઈ હતી.

'પુષ્પા, આપણે તો ચાર હાથે સમાજના લાખો કરોડો હાથો સામે ઝૂઝવા તૈયાર થયાં છીએ!'

'ભાસ્કર!' પુષ્પાએ દીર્ઘનિઃશ્વાસ મૂકીને કહ્યું, 'વડીલજનોને આપણે કેટલા બધા દુઃખનું કારણ થઈ પડયાં? આ બધું મારા જ...'

તેના મુખ પર પોતાના હાથનો પંજો મૂકી એને આગળ બોલતાં અટકાવતો ભાસ્કર બોલી ઉઠયોઃ 'ના, ના, તું નહિ.' અને સહજ વિચાર કરતો હોય તેમ થોભીને તેણે પોતાનું વાકય પૂરૂં કર્યું. 'અને હું પણ નહિ'. માતાપિતાના દુઃખનું સાચું કારણ તો એમને વારસામાં મળેલા સંસ્કારો જ છે.'

'આપણે અહીં આવ્યાં જ નહોત તો?'

'તો ઠીક થાત. પણ મારી ગણતરીમાં ભૂલ થઈ. મેં તો માન્યું હતું કે માતાપિતાનો પુત્રપ્રેમ રૂઢિપ્રેમ કરતાં વધુ બળવાન નિવડશે!'

'એ તો જ્યાં સુધી કસોટી પર કંચન ચઢયું ન હોય ત્યાંસુધી.'

'ભલે. આ અનુભવ પણ જરૂરી હતો. હવે આપણે આવતી કાલે જ આ ઘરને અને ગામને છેલ્લા નમસ્કાર કરીશું.'

'પણ તેથી વડીલોના દિલને કેટલો આઘાત થશે?'

રમાના સંબંધમાં ડોકટરે આપેલી ચેતવણીની તમામ કથા જ્યારે તેણે પુષ્પાને કહી સંભળાવી ત્યારે પુષ્પા વધુ ચિંતાતુર બની.

'એમના હૃદયને બીજો ધક્કો ન લાગે એનો વિચાર પહેલો કરવો જોઈએ.'

'વસ્તુસ્થિતિ એટલી નાજુક છે કે બન્ને રીતે જોખમ તો ખેડવાનું જ છે.'

ભાસ્કરના દિલમાં તે વખતે મમતાળુ માડીના જીવનના જોખમની ચિંતા ઘોળાઈ રહી.

[ ૪ ]

રાતે બ્રાહ્મણોની ચોર્યાશીની વાડીમાં સારાયે ગામના બ્રાહ્મણોનાં ટોળેટોળાં એકઠાં થઈ ગયાં હતાં.

જ્ઞાતિઓનાં પંચો પાસે ન્યાયાધિશની સત્તા છે, પણ આગેવાનોને સાચા ન્યાયાધિશ બનતાં આવડયું નથી, અને જ્ઞાતિનાં પંચો ન્યાયમંદિર જેટલી શાંતિભરી વ્યવસ્થા સાચવવાનું સેંકડો વર્ષોના અનુભવ પછીયે શીખ્યાં નથી.

એટલે ચોતરફ ખળભળાટ, અશાંતિ અને કોલાહલનું સામ્રાજ્ય જામ્યું હતું.

ચોર્યાશી ન્યાતના તેડાને માન આપીને નવનીતલાલ પોતાના બે ચાર મળતિયાઓ સાથે વાડીમાં જવા નીકળ્યા ત્યારે ફાંસીની સજાની ખાત્રીવાળા આરોપી જેવી એમની સ્થિતિ હતી.

એ વાડીમાં અનેક વખત તે જ્ઞાતિના પંચમાં ગયા હતા. છતાં આજે ત્યાં પગ મૂકતાં પણ તેમને ભોંય ભારે થઈ પડી.

અંદર જતાં જ તેમણે જોયું કે અનેક આંખોની ખેંચાયલી પણછો પરથી તેમની સામે ધિક્કાર તેમજ તિરસ્કારનાં બાણો છૂટી રહ્યાં હતાં. નિત્ય ગંભીર અને તટસ્થ જણાતાં વદનો પર પણ આજે વ્યગ્રતાનો વાસ થયો હતો.

સંઘમાનસ મધમાખો જેવું હોય છે. જે દિશામાં એક માખ ઉડે તે તરફ બીજી બધી માખો ઉડતી જાય છે. દુનિયા હમેશાં વિજયને વરેલા અત્યાચારીઓ તરફ મમતા બતાવે છે, પરંતુ તેની પાસે નમ્રભાવે ન્યાયની માગણી માટે ઊભા થનાર હારેલા બંડખોરના સાથીઓ પર તે નીતિને નામે ક્રોધ ઠાલવે છે! એવો ક્રોધ અત્યારે ચારેકોરથી પોતાની તરફ ઉડતો નવનીતલાલે જોયો.

પંચનું કામ શરૂ થયું. કોલાહલ અને અવ્યવસ્થિત બોલાબોલની વચ્ચે અનેક બોલનારાઓએ નવનીતલાલની તેમજ તેમના પુત્રની

સામે પ્રહારો કર્યા. અને બ્રાહ્મણ જેવી પવિત્ર જ્ઞાતિને ભ્રષ્ટ કરવાનો આરોપ એ પિતા–પુત્ર પર મૂકી, તેમનો હમેશને માટે બહિષ્કાર કરવાની ચારે પાસથી માગણીઓ થવા માંડી !

એ બધો કોલાહલ કંઇક શમ્યા પછી ન્યાતના પ્રમુખે ગંભીર ભાવે કહ્યું, 'નવનીતલાલને આપણે બચાવની તક આપવી જોઇએ.' અને પછી તેમણે નવનીતલાલને ઉદ્દેશીને કહ્યું: 'તમારે જે કંઇ કહેવું હોય તે કહેવાની તમને છૂટ છે.'

પણ નવનીતલાલનું વકીલ હૃદય પોતાના પુત્રના સ્વયંસિદ્ધ ગુનાનો બચાવ કરવા તૈયાર નહોતું.

તેમણે ગંભીર ભાવે, ચિંતાગ્રસ્ત વદને માત્ર એટલું જ કહ્યું: 'જ્ઞાતિ સમક્ષ મારે ગુનાનો બચાવ કરવો નથી. એ જે ન્યાય કરશે તેને હું શિરસાવંદ્ય ગણીશ.'

આથી નવનીતલાલને ભરી જ્ઞાતિ વચ્ચે અપમાનિત કરવાના, તેમને ન્યાત આગળ કરગરતા અને કાલાવાલા કરતા જોવાના હેતુથી જેઓ તૈયાર થઇને આવ્યા હતા, તેમને પોતાના હાથમાં આવેલી સુવર્ણ તક સરકી જતી લાગી અને ફરીથી કોલાહલ શરૂ થયો.

'એને પોતાના પુત્રના દુષ્કૃત્ય માટે જરાયે પશ્ચાતાપ થતો નથી. એ ન્યાતનું આ રીતે અપમાન કરે છે–એ ગુનેગારની વાત જ કોઇએ સાંભળવી જોઇતી નથી–એનો છોકરો તો જ્ઞાતિ સમક્ષ પશ્ચાતાપ જાહેર કરી ન્યાય માગવા આવવામાં પણ હિણપત માને છે–એમનો બહિષ્કાર કરો, બહિષ્કાર કરો' એવા સામટા પોકારો દરેક દિશાએથી થઇ રહ્યા.

મધરાત પછી નવનીતલાલ તેમજ ભાસ્કરનો હમેશને માટે બહિષ્કાર પોકારી ન્યાત વિખરાઇ, ત્યારે તો ત્યાં નાનકડું ધીંગાણું જ મચી રહ્યું !



# ૫ : યુવાનોનાં મનોમંથન

**શિરીષની આગેવાની** નીચે એક યુવકમંડળ ચાલતું હતું. આજકાલ દરેક સ્થળે હોંશીલા નવજુવાનો યુવકમંડળો કાઢે છે પોતાના ઉછળતા યૌવનના વિચારોને સક્રિય સ્વરૂપ આપવાની નવજુવાનોને જ્યાં તક મળી શકતી ન હોય, ત્યાં તેઓ ભાષણો કરીને કે લેખો લખીને પોતાની ભાવનાઓને પ્રગટ કરવાનો માર્ગ લે છે.

જેવી સ્થિતિ પરાધીન હિંદના રાજપુરૂષોની રાજકારણમાં છે; તેવી સમાજમાં ભાવનાભર્યા નવજુવાનોની છે. સ્વાધીન દેશોના નેતાઓ જે બુધ્ધિ, શક્તિ, સમય અને સંપત્તિ રાષ્ટ્રના હિતનાં રચનાત્મક કાર્યોમાં ખર્ચે છે, તેવી તક પરાધીન દેશના આગેવાનોને મળતી નથી. એટલે તેમનાં જીવન ગુલામીનો સતત વિરોધ કરવામાં જ પસાર થાય છે. અને પ્રજાને કેળવવાની, તેને સ્વાધીનતાની તાલીમ આપવાની તેમ ભાવિ રાષ્ટ્ર ઘડતરનો પાયો નાખવાની એમાંથી જ એક દિવસ તક મળશે એમ માનીને તેઓ સમાધાન મેળવે છે.

એવું જ સમાધાન રૂઢિરક્ષક સમાજના નવવિધાનનાં શમણાં સેવનારા તરવરીઆ નવજવાનો પણ, યુવકમંડળો ચલાવીને, યુવક પરિષદો ભરીને, જ્ઞાતિપત્રો અને જ્ઞાતિનાં છાત્રાલયો ચલાવીને શોધે છે. તેમનાં એ કાર્યોથી સમાજની જૂનવાણી વ્યવસ્થાના કિલ્લાની કાંકરી પણ ખરવાની નથી એવી ખાત્રીથી જૂનવાણી માણસો નિરાંત સેવતા, પથ્થર સાથે માથું અફાળતા એ નવજવાનોની ઠેકડી કરીને સંતોષ અનુભવે છે!

પરંતુ ભાસ્કરના સક્રિય બંડથી સામાજીક દુર્ગમાં ગાબડું પડશે એવો ભય ઊભો થતાંજ ચોર્યાસી ન્યાતે એનો બહિષ્કાર પોકારી દીધો! જેમ પરાધીન દેશના લોકોના કોઇક કાર્યથી પોતાની સત્તા કે પ્રતિષ્ઠાના દુર્ગમાં ગાબડું પડશે એવો ભય જણાતાં તે દેશ પર સત્તા જમાવી બેઠેલી સરકાર તેમને દાબી દેવા માટે પોતાના અધિકારો અજમાવે છે તેમ.

પોતાના અધિકાર કે સ્થાપિત સત્તાની સામે થનારને શિક્ષા કરવી એ સત્તાધારીઓની ટેવ હોય છે. પછી તે સ્થાપિત સત્તા રાજકીય હો, ધાર્મિક હો કે સામાજીક હો.

ભાસ્કરને બ્રાહ્મણ જ્ઞાતિએ એ સત્તાનો અનુભવ કરાવ્યો એટલે જૂનવાણી રૂઢિરક્ષકોના એ દમનની સામે પોકાર કરવાનો નવજુવાનોનો હક અજમાવવા માટે યુવકમંડળની તાત્કાલિક સભા બોલાવવામાં આવી.

એ સભામાં શિરીષે ગંભિર ભાવે કહ્યું:

'સામાજિક બહિષ્કાર એ જુલ્મી સજા છે: અને જે યુગમાં સમાજની વ્યવસ્થાને એટલે કે જ્ઞાતિઓની વ્યવસ્થાને અબાધિત રાખવાની જરૂર હશે તે યુગમાં શોધાયલા દમનના આ કાનુનને હવે જ્ઞાતિઓને હમેશને માટે દફનાવી, સમાજના નવવિધાનના પ્રયાસો થઇ રહ્યા છે, તે યુગમાં જીવતા રાખવા એજ જુલ્મ છે.

'લગ્નની પ્રાચીન ભાવના અને આદર્શ ગમે તેવા ઉદ્દાત અને ભવ્ય હોય તો પણ આજે તો એ આખી સંસ્થા કોહી ગઇ છે, અને જો તેનો સવેળા નાશ કરવામાં ન આવે તો તે હજી હિંદુ-સમાજના કલેવરને વધુ સડાવી નાખે તેમ છે, એની માત્ર વિધિઓનો જ ભાસ્કરે ત્યાગ કર્યો છે.

'વ્યક્તિમાત્રને વિકાસની નિર્બંધ તક મળવી જોઇએ. એ સિદ્ધાંતના મૂળમાં જ ભાસ્કર તેમજ તેના પિતાનો બહિષ્કાર

પોકારનારાઓએ સુરંગ મૂકી છે અને તેથી તેમની સામે બંડ પોકારવાની ઘડી આવી પહોંચી છે. માટે હું આપની સમક્ષ એવી દરખાસ્ત પેશ કરૂં છું કે, ચોર્યાશી જ્ઞાતિના આપખુદ દમનના વિરોધ તરીકે, આપણે આપણા મંડળ તરફથી બિરાદર ભાસ્કર અને તેની દોસ્ત પુષ્પાનો સત્કાર સમારંભ ગોઠવવો.'

શિરીષ એટલું કહીને બેસી ગયો.

થોડાક વખત સુધી કોઇ બોલવા ઊભું થતું નહોતું. માત્ર અંદરઅંદર ગણગણાટ ચાલુ જ હતો. દરેક જુવાનને પોતપોતાનો મત નિખાલસ ભાવે રજુ કરવાનો શિરીષે વળીવળીને આગ્રહ કર્યો. ત્યારે એક બ્રાહ્મણ જુવાને ઊભા થઇને કહ્યું: 'આપણા મંડળનો ઉદ્દેશ વ્યવહારૂ અને શકય સામાજીક સુધારા કરવા તે છે. તે સુધારામાં ચોર્યાશી જ્ઞાતિ સમી સબળ સંસ્થાની ધરમૂળની વ્યવસ્થાની સામે બંડ પોકારવાનો આપણને હક નથી. બીજા બધાની મનોગત વાતો જાણવાનો હું દાવો કરતો નથી, પરંતુ જો હું મારી જ વાત કહું તો, લગ્નબંધન સિવાયનાં આંતરજાતીય અનુલોમ નિર્બંધ લગ્નનો આ અભિનવ અખતરો કરનારનું સ્વાગત કરવા હું તો તૈયાર નથી. આપણે જાણવું જોઇએ કે આપણે પવિત્ર આર્યાવર્તના વતનીઓ છીએ, અને તેમાંય વળી હું તો બ્રાહ્મણ છું. અમેરિકા કે રશિયાને પગલે ચાલીને આપણને આ જાતના અનાર્ય અખતરા કરવાનો હક જ નથી. માટે હું આ દરખાસ્તનો ધરમૂળથી વિરોધ કરૂં છું.'

બીજા એક બ્રાહ્મણ યુવાને તે પછી કહ્યું: 'હું ભાઇ શિરીષની, પ્રમાણમાં અતિ વિનીત દરખાસ્તનો વિરોધ કરવા જેટલો ભયભીત બની ગયો નથી.

'મારી અગાઉના મારા મિત્રે ચોર્યાસી જ્ઞાતિ જેવી સબળ સંસ્થાની ધરમૂળની વ્યવસ્થાની સામે બંડ પોકારવાના આપણા હકનો

પ્રશ્ન ઉઠાવ્યો છે, પરંતુ આપણે યાદ રાખવું જોઇએ કે, પ્રગતિનું પ્રત્યેક પગલું કે પ્રત્યેક વિચાર તે ચાલુ સમાજવ્યવસ્થા સામેનો જંગ જ છે. અને જો મારા મિત્ર હકની જ વાત કરતા હોય, તો તો યૌવનને રૂંધનારાં તમામ તત્વોની સામે બંડ પોકારી વિકાસનો માર્ગ સાફ કરવો તે માત્ર યુવાનોનો હક જ નહિ પણ ધર્મ છે. વિકાસના માર્ગની વચ્ચે જે કંઇ આવે તેને ઉથલાવી નાખીને જ આગળ વધી શકાય છે.

'એમનો બીજો વાંધો નિર્બંધ પ્રેમના અભિનવ પ્રયોગની સામે છે અને તે આર્યાવર્તની પવિત્રતાને નામે, બ્રાહ્મણત્વને નામે. પણ આપણી બધી પવિત્રતાની અને નીતિની વાતો જેટલી સંદિગ્ધ છે તેટલી જ બીજા દેશોની નીતિની ભાવનાના અજ્ઞાન પર રચાયલી છે. આપણે બીજા કોઇ દેશના માનવીઓ કરતાં વધુ નીતિમાન અને વિશેષ પવિત્ર છીએ એ મિથ્યાભિમાન છે. નીતિ અને પવિત્રતાની વાતો નિરપેક્ષ નહિ પણ સાપેક્ષ છે. માનવતાની દૃષ્ટિએ તેનો ગજ જો કોઇ સર્વસ્વીકૃત ન જ ઠરાવી શકાતો હોય, તો તે ગજથી માપતાં આપણે અનેક બાબતોમાં બીજા પ્રદેશના લોકો કરતાં વધુ ઉણપો વાળા છીએ એ સિદ્ધ થઇ શકે તેવી હકીકત છે.

'આપણી જ પ્રાચીન સમાજવ્યવસ્થાના ઇતિહાસમાં આઠ પ્રકારનાં લગ્નો વર્ણવ્યાં છે, તો નવમા પ્રકારની લગ્નવ્યવસ્થાનો અખતરો કરવાની માનવજાતિને છૂટ નથી એમ કહેવું તે તો ભૂતકાળની ગુલામીની પરાકાષ્ટા છે. પરંતુ આપણા જ ઋષિઓના જૂનવાણી ઇતિહાસો ફેંદીએ તો તેમાંથી આજે નર્યો ગંદો વ્યભિચાર ગણાય તેવાય અનેક ભૂતકાલીન અખતરાઓની નોંધ મળે છે.

'વળી જો આપણે આંતરજાતીય, આંતરપ્રાંતીય અને આંતરધર્મિક તેમજ આંતરદેશીય અનુલોમ–પ્રતિલોમ લગ્નોના અખતરાઓને આજ સુધી સ્વીકારી તેમજ સત્કારી લીધા છે, તો ભારતના આ

એક અભિનવ અખતરાનો વિરોધ આપણે કેવી રીતે કરી શકવાના હતા? આજે તો નવા અને જૂના વચ્ચેના ઘર્ષણનો સંક્રાંતિકાળ છે, તે જોતાં આપણે પ્રગતિ માટેના પ્રત્યેક પ્રામાણિક અખતરાઓને અપનાવી લઇ ન શકીએ, તોપણ નિદાન તેનો વિરોધ ન જ કરીએ.

'એ દ્રષ્ટિબિંદુથી હું બિરાદર શિરીષની અતિવિનિત દરખાસ્તને અનુમોદન આપું છું.'

તે પછી બોલવા ઊભા થનાર ત્રીજા બિરાદરે કહ્યું: 'હું કેવળ સ્વપ્નદ્રષ્ટાઓની માફક આકાશમાં ઉડ્ડયનો કરવાના તરંગોમાં શ્રદ્ધા રાખવા મારા બિરાદરોને ના સંભળાવું છું. આપણે જો સામાજીક પુનરુત્થાન કરવું હોય, તો તે વ્યવહારૂ રીતે કરવું જોઇએ. આપણે એટલા આગળ વધી જવાનો તરંગી ઉત્સાહ ન બતાવવો જોઈએ કે જેથી બીજા બધા આપણને જોઈ પણ ન શકે. અલબત્ત યુગબળનાં આંદોલનોની ઝાલક ઝીલવાની આપણે બુદ્ધિનાં કબાટ તેમજ આંખો બંધ કરીને ના પાડવી ન જોઇએ, પણ ગગનગામી ઉડ્ડયનો કરતા પહેલાં વ્યવહારની નક્કર ભૂમિ પર દોડતાં શિખવું જોઇએ.

'ધારો કે આપણે ભાસ્કરને મંડળમાં બોલાવીને તેનો સત્કાર કરીએ પણ તેથી શું આપણે બધા તેવા અખતરાઓ કરવા તૈયાર થઇ શકવાના હતા? હરગિજ નહિ. તો પછી આ રીતે આપણે આપણી અંદરઅંદરની એકતાનો ધ્વંસ શા માટે કરવો?'

ચોથા બિરાદરે કહ્યું: 'તમે જે કંઇ પગલું ભરો તે વિચારીને ભરજો. જરાયે ઉતાવળું પગલું ભરશો તો અનેક કુટુંબોમાં ક્લેશ કંકાસ અને કલહ કરાવવાના પાતકના ભોગ તમે બનશો. અને હું સૌ બિરાદરોને ગંભીર ભાવે પૂછું છું કે, આપણે શું એ હેતુ માટે આ મંડળ સ્થાપ્યું છે? જો મને કોઇ તેની હા કહે, તો હું તો આ ને આ ઘડીએ જ આ મંડળને રામરામ કરવા તૈયાર છું!'

તે પછીના વક્તાએ કહ્યું: 'આપણે એક જ પ્રશ્ન વિચારવો જોઇએ, અત્યારના કરૂણાંત નાટક જેવા યુગમાં આપણે જીવવા માગીએ છીએ, કે એ નાટકના એક પછી એક મરી પરવારતાં પાત્રોની માફક રૂઢિઓના ગૂંગળાવી નાખનારા બોજા નીચે કચરાઇ છૂંદાઇને આત્મહત્યા કરવા ઇચ્છીએ છીએ? હાલની નાશકારક સમાજવ્યવસ્થામાંથી જો આપણે ઉગરી જવા ઇચ્છતા હોઇએ, અને ભાવિ પ્રજા માટે સુગમ થઇ પડે તેવું નવીન સમાજવિધાન કરવા માગતા હોઈએ, તો આપણો માર્ગ સરળ તેમજ સુખકર ન જ હોઈ શકે. આપણે તો જડતાનાં અને પીછેહઠનાં તમામ વિનાશક બળોનો સામનો કરવો પડશે, પછી ભલે તેમ કરતાં આપણે પરાજીત થઇએ કે આપણો વિનાશ પણ થાય છતાં એ પરાજય અને એ વિનાશ, પ્રત્યાઘાતી બળો સામેની નિષ્ક્રિય નિરાધારી કરતાં વધુ મર્દાઇભર્યો હશે. મિત્રો! શ્રી કૃષ્ણનું એ કથન કદી ન ભૂલતા કે, કલ્યાણની ભાવનાથી કાર્યારંભ કરનારાઓની કદી પણ દુર્ગતિ થતી નથી.'

એક બીજા વક્તાએ કહ્યું: 'અને જેઓ ભાસ્કરના નવીન અખતરામાં અનીતિ જુએ છે, સમાજનો વિનિપાત નિહાળી ભડકે છે તેઓનાં અંગત જીવનો શું સો એ સો ટકા વિશુદ્ધ છે? આપણી શેરીઓ, પોળો અને મહોલ્લાઓમાં છૂપો સડો અને ઢાંકેલી અનીતિ શું પ્રવેશ કરી નથી ચૂકી? એના પાપભાગી કોણ છે? ભાસ્કરને નિંદવા નીકળવું તે તો છૂપા પાપને સાથ આપી, હિંમતથી જાહેરની અપ્રીતિ તેમજ ક્રોધ વહોરી લેવા છતાં નીડરભાવે અને પ્રકટપણે લગ્નસંસ્થાનો વર્તમાન સડો સાફ કરવાના નવતર પ્રયોગને નિંદવા જેવું છે, તેની સાથે સાથે પડદા પાછળના પાપોને ઉત્તેજન આપવા જેવું છે.'

શિરીષે ચર્ચા સમેટી લેતાં કહ્યું: 'યુવાનોના મનોમંથનોનો આજે આપણને સ્પષ્ટ ખ્યાલ આવી શકયો છે.

'હવે આપણે આ દરખાસ્ત પર મત લઈએ, ત્યારે પણ એટલી જ નીડરતાથી સૌ પોતપોતાના મત આપે એમ હું ઇચ્છું છું. મિત્રો. આપણે ઇચ્છીએ તો પણ સમાજને ગુંગળાવી નાખનારી રૂઢિઓને આજ ને આજ છિન્નભિન્ન કરી શકવાના નથી, તેમ આવતી કાલે જ આપણાથી આપણી ઇચ્છા પ્રમાણેના સમાજનું નવવિધાન કરી શકાય તેમ પણ નથી. એટલે તે પહેલાં આપણે કેવળ ઉદ્દામ ગણાવાની આભાસી લાગણીથી દોરવાઈને આપણી સંસ્થાને છિન્નભિન્ન કરી નાખે તેવું તો કાંઈ પણ ન જ કરીએ.

'છતાં માત્ર આ નાનકડું મંડળ કોઈ પણ રીતે જીવે, સિદ્ધાંતને ભોગે પણ જીવતા મુડદાની માફક તે જીવતું રહે, એવી એષણા તો કોઇ જ ન રાખે. એવા મંડળના મુડદાને રમાડવા કરતાં, તેનો વેળાસર નાશ કરી આપણે જ બધા હસ્તે મુખે તેને ભડભડાવી દઈએ. તેમાં વિશેષ નિખાલસતા, વધુ પ્રામાણિકતા, વધુ મર્દાઇ અને વિશેષ સિધ્ધાંતભક્તિ સમાયલાં છે.

'એટલે મંડળની અસ્તિનાસ્તિનો ભય તો છોડી જ દેજો. મંડળ આપણા માટે છે, આપણે મંડળ માટે નથી. પણ બધા જ બિરાદરોને જે સર્વોપરી ખ્યાલ રાખવાનો છે તે તો મારે મતે એ જ છે કે, આ ડૂબતા વહાણ જેવા સમાજ તરફની મમતાથી આપણે તેને તારી શકવાના પ્રયાસ કરવાને બદલે શું તેની સાથે જ ડૂબી મરવા માગીએ છીએ, કે એ પ્રયાસમાં વધુ પડતાં પ્રત્યાઘાતી બળોનો સામનો આપણે કરી ન શકીએ તો એ ડૂબતો વહાણને ડૂબાડી દઈ, આપણે તેમાંથી ઉગરી જવા માંગીએ છીએ? અને એ ઉગારાનો માર્ગ આકરો છેઃ તોફાની મહાસાગરમાં કૂદી પડવા જેવો એ માર્ગ છે. પણ જો આપણને આપણી તાકાતમાં શ્રધ્ધા હોય, તો એ માર્ગે જે ભય છે તે કરતાં ડૂબતા વહાણમાં રહીને નિર્માલ્ય જંતુઓની માફક

ડૂબી મરવામાં વધુ ભય અને વધુ નામોશી તેમજ વધુ અકીર્તિ રહેલાં છે.

'આપણે જો નૂતન સમાજના સર્જક ન બની શકીએ, પણ તેની ભૂમિકા તૈયાર કરનારા આગેડુઓ બનવા માગતા હોઈએ, તોપણ આપણાથી જૂનવાણી સમાજનું સંરક્ષણ તો થઇ નજ શકે. જો ઉદ્દાત અને અવર્ણનીય એવો સ્વાધીનતાનો સાદ આપણા સહુના અંતરના અતલગહ્વરોમાં ગુંજી ઉઠતો હોય, તો આપણે કદી પણ સામાજિક અન્યાયો અને ઉંચનીચના ભેદાભેદ પર રચાયલી, તેમજ આપણી સ્વાધીનતાનો ઇન્કાર કરતી સમાજવ્યવસ્થા આગળ ગુલામોની માફક નીચું માથું નહિ જ કરીએ. પરંતુ હાલના કરતાં વધુ ન્યાયી, વધુ સ્વતંત્ર, વધુ સુખકર અને વધુ સમાનતાને સ્વીકારે તેવી સમાજ-વ્યવસ્થા માટે આપણી લડત ચાલુ રાખવાનો જ મર્દાનગીભર્યો નિશ્ચય કરીશું.

'દોસ્તો! હવે ભાસ્કરને તેમજ તેની પ્રેયસીને આ મંડળમાં આમંત્રી તેમનો સત્કાર કરવાની તરફેણમાં હોય તેઓ હાથ ઉંચા કરે.'

અને જવાબમાં ઘણા હાથ ઉંચા થયા.

હવે તેની વિરૂધ્ધમાં હોય તેઓ પોતાના હાથ ઉંચા કરે.'

તેના જવાબમાં થોડા જ હાથ ઉંચા થયા.

તે પછી ભાસ્કરને આમંત્રણ આપવા માટે મંડળના પ્રતિનિધિઓ નીમી સભા વિખરાઈ ગઈ.

# ૬ : મનોમૂંઝવણ :

**યુવકમંડળના** પ્રતિનિધિઓ ભાસ્કરને આમંત્રણ આપવા નવનીતલાલ વકીલને ઘેર ગયા, ત્યારે ત્યાંનું વાતાવરણ પ્રાણવિહોણા ખોળિયા જેવું જણાતું હતું.

ભાસ્કર અને પુષ્પા, પિતા અને માતાને દુઃખરૂપ થઇ પડવાને બદલે ત્યાંથી ચાલી ગયાં હતાં અને રૂઢિરક્ષા કે સંતાન પ્રેમ એ બેમાંથી કોનો પક્ષ લેવો તેનો તાત્કાલિક નિર્ણય કરવા જેટલી તાકાત ન હોવાથી, નવનીતલાલ પાછળથી સ્તાવો પકરી રહ્યા હતા.

એમના કરતાં રમાની સ્થિતિ વધુ નાજુક હતી. જ્ઞાતિના આચાર વિચાર અને વ્યવહારમાં જ પ્રગતિ અને વિકાસનું પૂર્ણવિરામ જોવાની એને જે સંસ્કારે ટેવ અને દ્રષ્ટિ આપેલાં, તેની સામે પોતાની જ કૂખે પાકેલો અને પોતાના જ ખોળામાં પોતાના જ ધાવણથી પોષાયલો, વિનયી, વિવેકી અને વ્હાલસોયો ભાસ્કર આવું અકલ્પ્ય બંડ ઉઠાવે એની તો કલ્પના પણ તેમને વસમી લાગતી હતી. ત્યારે બીજી તરફ પુત્ર જેવો પુત્ર પિતા, માતા, ઘરકુટુંબ અને ગામ છોડીને ચાલ્યો જાય તેના કરતાં તો પોતાનું મૃત્યુ થાય એ રમાને વધુ સુખકર થઈ પડે તેમ હતું.

આ સ્થિતિમાં મૂંઝાઇ રહેલાં પતિપત્ની પરસ્પર આશ્વાસન શોધતાં બેઠાં હતાં.

રમા આંસુ લૂછતાં લૂછતાં કહી રહી હતી: 'મારા ભાસ્કરને આ તે શું સૂઝયું? કેવો કુંવારી કન્યા જેવો હતો એ!'

'રમા, આપણા અને એના યુગ વચ્ચે જે મોટું અંતર પડી ગયું છે, તેનો આપણને ખ્યાલ નથી. ખરી રીતે તો એના અને આપણા યુગ વચ્ચે આખો મહાસાગર પથરાઇ ગયો છે. પણ આપણે તેનો વિચાર જ કરતા નથી. તું તો ઘરમાં કુટુંબમાં અને ન્યાતમાં જ રહે, એટલે તને આ સમયપલટાનો ખ્યાલ ન આવે તે સ્વભાવિક છે, પણ હું મોટો વકીલ, લોકોમાં આગેવાન થઇને ફરનારો, ભણેલો ગણેલો અને પ્રગતિનો હિમાયતી, તે પણ આ યુગપલટાને ઓળખી ન શકયો...'

નવનીતલાલ બોલતાં બોલતાં એકાએક અટકી ગયા અને પંચિયાનો છેડો આંખો પર દાબ્યો.

'તમે મર્દ જેવા મર્દ થઇને આમ કરો તો પછી મારા જેવીની શું દશા?...' રમાથી ધ્રૂસકું મૂકી દેવાયું.

એટલે નવનીતલાલ સફાળા સ્વસ્થ થવાનો પ્રયાસ કરતા, તેને સમજાવવા લાગ્યા, 'તું આમ કરીશ તો ઝાઝું નહિ જીવી શકે. દાકતરે તને કેવી ચેતવણી આપી છે તે છે ખબર?'

રડતાં રડતાં જ રમાએ કહ્યું: 'બળ્યું મારૂં જીવતર અને મૂઈ હું! મારે હવે નથી જીવવું. મારો એકનો એક ધ્રૂવ તારો ચાલી ગયો અને હું જીવીને શું કરૂં?'

'જો તું કહેતી હોય તો હું આજને આજ ભાઇને પાછો બોલાવી લાવું. એને કંઇ આપણી પર રીસ નથી, તે તો આપણને અડચણરૂપ ન થવાય તે માટે જ ગયો છે.'

'પણ એને આ શું સૂઝયું? આપણી ન્યાતમાં એને માટે કેવા કેવા ઘેરથી માગાં આવતાં હતાં?'

'એનો વિચાર હવે શું કામનો ? વિધિનું નિર્માણ કદી ફરતું નથી રમા ! પ્રભુએ એમ ધાર્યું હશે, નહિ તો...'

'ન્યાતની સામે થઇને રહેવું એ પણ શી રીતે બને ?'

'ન્યાતે તો મારો, તારો ને ભાસ્કરનો બહિષ્કાર કરી જ નાખ્યો છે. એથી વધુ તે કંઇ કરી શકે તેમ નથી. અને ભાસ્કર ન આવે તો પણ એ લોકો કંઇ આપણને ન્યાતમાં લેવાના નથી.'

'કેવા છે આ ન્યાતના લોકો પણ ?'

'આપણા જેવા જ. આ બનાવ આપણે ત્યાં બન્યો તેવો બીજાને ત્યાં બન્યો હોત તો હું અને તું શું કહેત, શું કરત ? રમા ! ભાસ્કર આપણો એકનો એક છોકરો છે, છતાં આપણે કેમ એને સાચવી ન શકયાં, આપણે કેમ એનો પક્ષ લઇ ન શકયાં ?'

'એ પુષ્પાનેય શું સૂઝયું ? એને બીજો કોઇ ન મળ્યો ને મારો જ ભાસ્કર એના હાથમાં કયાંથી ઝડપાઇ ગયો ?' રમાએ કંઇ ન સુઝતાં પુષ્પા પર ગુસ્સો ઉતારવા માંડયો.

'રમા, આમ અકળાય છે શા માટે ? અને એ બિચારી છોકરી પર નાહકનો આક્ષેપ શા સારૂં મૂકે છે ? પરન્યાતની છે, લગ્ન કર્યા સિવાય ભાસ્કર સાથે પત્ની ભાવે તે રહેવા તૈયાર થઇ છે, એ બન્ને ગને પસંદ નથી. તોપણ તું જે આક્ષેપ તેના પર મૂકે છે તે સાંભળી લેવા હું તૈયાર નથી. આમ તો છોકરી કેટલી સુશીલ, કેટલી સંસ્કારી અને કેટલી સંયમી છે. એ વાણિયાને ત્યાં ન જન્મતાં બ્રાહ્મણને ત્યાં અવતરી હોત તો...!'

'તો મારે ઘેર આ દશા ઊભી થવાનો પ્રસંગ આવ્યો નહોત.' અને રમાએ વળી ડુસકો મૂકી દીધો.

'રમા, રમા, તું જરા તો ધીરજ રાખ. આપણો ભાસ્કર કયાંય જતો રહ્યો નથી, તું આમ શા માટે કરે છે ? તું કહીશ ત્યારે

આપણે એને મળવા જઈશું. હું ગઈ કાલે હિંમત હારી ગયો હતો, પણ જો તું કહેતી હોય, તો હવે હું ન્યાતની કે સમાજની પરવા કર્યા વિના આપણા ભાસ્કરને લઇ આવું.'

એનો શું જવાબ આપવો તે રમાને સુઝતું નહોતું. એક તરફ પુત્ર, બીજી તરફ સમાજ. એનું માતૃહૃદય ભાસ્કરને ઝંખતું હતું, પરંતુ એનું બ્રાહ્મણત્વ અને તેને મળેલા સંસ્કાર સમાજની તરફેણમાં ઝૂકતાં હતાં.

[ ૨ ]

આ સ્થિતિમાં આશ્વાસન શોધવા નવનીતલાલ ત્રિલોચન સ્વામીને ઘેર તેડી લાવ્યા હતા.

રમા દ્વિધા મનોભાવની વચ્ચે મૂંઝવણ ભરી બેઠી હતી, તે જ વખતે સ્વામીજી પધાર્યા.

નવનીતલાલે તેમને એક મોટા કોચપર મૃગચર્મ બિછાવી આપી, નમસ્કાર કર્યા અને સ્વામીજીએ બન્નેને આશિષ આપી.

' સ્વામીજી, અમારાં બન્નેનાં ચિત્ત વ્યગ્ર છે. તેમાંય રમાના દિલને તો વજ્રાઘાત જ થયો છે.'

'નવનીતલાલ, આવે સમયે જ માનવીની સાચી કસોટી થાય છે. સુખ સગવડ અને સરળ સંજોગમાં તો માનવીની નાવડી શાંત સાગરજળ પર વિહાર કરતી નૌકાની માફક ભવસાગર વિહારે છે, પણ તોફાન અને ઝંઝાવાત વખતે જ તેમનાં પાણી મપાય છે. રમા બહેન, તમે તો સમજુ અને ડાહ્યાં છો.'

' સ્વામીજી, મારો ભાસ્કર એકનો એક...'

'જો એ તમે ખરા દીલથી માનતાં હો તો ભાસ્કરને વળગી રહો...'

'પણ ન્યાત, સમાજ?'

'ન્યાત ને સમાજ પોતાનાં કામ કરે છે. તેમને પોતાની રૂઢિગત વ્યવસ્થા પ્રિય હોય એટલે તે તેને વળગી રહે. તેની સામે કોઈએ બહારવટું ખેડયું છે એમ જો તેને લાગે કે તુરત તે પોતાની વ્યવસ્થાના રક્ષણ માટે તૈયાર થાય. તેઓ એમાં પોતાનો ધર્મ બજાવે છે. તમે તમારો ધર્મ બજાવો.'

'સ્વામીજી! અમારે માટે એ જ મુશ્કેલ પ્રશ્ન છે. અમારે તો ન્યાતમાં અને સમાજમાં રહેવું છે, અમારી પ્રતિષ્ઠા સાચવવી છે અને ભાસ્કરનેય ગુમાવવો નથી.' નવનીતલાલે કહ્યું.

'નવનીતલાલ, તમે તો વકીલ છો. વકીલ થઈનેય આવી દલીલ તમે કરો છો? ગુન્હો કરવો અને ન્યાયની અદાલતમાંથી નિર્દોષ ઠરીને છૂટી જવું. તે એકી વખતે બને ખરૂં?' સ્વામીજીએ ગંભીર ભાવે પૂછ્યું.

'પણ સ્વામીજી, ન્યાતનાં પંચ અને ન્યાયની અદાલતો સરખી?'

'મને ન્યાયની અદાલતોની ખબર નથી, પણ એ વાત ખરી છે કે, આપણો સમાજ અને જ્ઞાતિઓ જ્યાં ક્ષમા બતાવવી જોઈએ ત્યાં પણ દંડ વિહાવે છે. તે નિષ્ઠુર બનીને હમેશાં દમનમાં જ શ્રદ્ધા રાખે છે. માટે જ એ સમાજ તરફનો અસંતોષ વધતો જાય છે. જો તેણે દમનને બદલે દયા, ક્ષમા ને ઉદારતા, સ્નેહ અને સત્ય એ બધાનો યથાયોગ્ય સમયે યોગ્યાયોગ્યતાપૂર્વક ઉપયોગ કર્યો હોત, તો સમાજમાં દંભ અને પાખંડ વધ્યાં ન હોત અને સામાજીક દશા આજે બંધિયાર તળાવડા જેવી થઈ ગઈ છે તેમ ન થતાં, વહેતી સરિતા જેવી રહી હોત. પણ સમાજ નિર્દય અને, નિષ્ઠુર રીતે દમન તરફ જ દૃષ્ટિ રાખે, તો તમે શા સારૂ પુત્રપ્રેમ વિસરો છો?'

'સ્વામીજી, ગમે તેમ તોયે અમે તો સંસારી માણસો, બાપદાદાથી જે પ્રણાલિ ચાલતી આવી છે તેનો ત્યાગ પણ કેવી રીતે કરી શકાય?'

'નવનીતલાલ, એટલું યાદ રાખજો કે જેઓ ડગલે ને પગલે પ્રણાલિકાવાદના ગુલામ બની પ્રાચીન પ્રમાણો શોધવાની માથાઝીંક કર્યા કરે છે, તેઓ જગતમાં કશું જ કરી શકતા નથી. જગતમાં પ્રત્યેક મનુષ્યને પોતાનો એવો કાંઇક ફાળો તો આપવાનો હોય છે જ. તે કેવળ પ્રાચીનોની ઠરાવેલી પ્રણાલિઓના પાલનથી જ બની શકતું નથી, પણ પોતાના જ વિચારબળથી કરી શકાય તેમ છે. અને ત્યારે જ માનવીનું જીવતર ધન્ય બને છે.'

'સ્વામીજી, મને આજે જ સમજાયું કે પોતાને સબળ માનવાની ભ્રમણા સેવતો હું હૈયા દુબળો છું.'

'એ પણ રજ્જુમાં સર્પ કલ્પવા જેવી તમારી બીજી ભ્રમણા કેમ ન હોય?'

'સ્વામીજી, અમારી મૂંઝવણ તમે ટાળો, આ દુઃખમાંથી છૂટવાનો કંઇક ઉપાય બતાવો.' અત્યાર સુધી સ્વામીજીની વાતો સાંભળી રહેલી રમાએ બે હાથ જોડીને કહ્યું.

'બહેન, ઉપાય બીજો કોઇ શું બતાવી શકવાનો હતો? એ ઉપાય તમારી જ પાસે છે. દુઃખ અને મૂંઝવણ એ આપણા જ મનનાં ઊભાં કરેલાં હોય છે. એને દૂર કરવાં એટલે મનને બીજી દિશાએ વાળવું.'

'પણ મારો ભાસ્કર?' રમા સાડીને છેડે આંખો લૂછવા માંડી.

'કાં તો તમે સમાજની પરવા છોડી એને પાછો વાળી લ્યો, અથવા તો સમાજની પરવા રાખી તેને જવું હોય ત્યાં જવા દો. સ્વાનુભવ એ મનુષ્યનો મોટો ગુરૂ છે. એ જો પોતાના કામથી પસ્તાશે,

એની ખાત્રી થશે કે તેણે લીધેલો માર્ગ સાચો નહિ પણ ભૂલભર્યો છે, તો પરિતાપના અગ્નિથી વિશુદ્ધ બની તે તમારી પાસે આવશે, એટલી આસ્થા રાખો.'

'સ્વામીજી, માતાપિતાનું હૃદય એમ કેમ આસ્થા રાખી શકે ?' નવનીતલાલે કહ્યું.

સ્વામીજી ખડખડાટ હસી પડયા. તેમણે કહ્યું: 'નવનીતલાલ, તમે તો પેલા વૃક્ષને પકડીને ઊભેલો માણસ વૃક્ષ મને છોડતું નથી એવી ભ્રમણામાં હતો તેના જેવી વાત કરો છો. તમે એકનિષ્ટ બની શકો છો, દ્વિધા નીતિ ન જ ચાલે. સમાજ સમાજનું કામ બજાવે, તમે તમારૂં બજાવો. બાકી એટલું તો યાદ રાખજો કે તમારા જેવી વૃત્તિ અને વિચારવાળાઓ સમાજને કોઇ જાતનો લાભ કરી શકે તેમ નથી.'

'એમ કેમ સ્વામીજી ?'

'કારણ કે તમારામાં નથી તો સિદ્ધાંતપાલનની તાકાત કે નથી તો બલિદાન આપવાનું સામર્થ્ય. સમાજ તો સદા વહેતા જળ જેવો રહેવો જોઇએ. માટે સમાજની વ્યવસ્થા સામે જ્યારે પડકાર થાય, ત્યારે તેમાંના ડાહ્યા અને વિચારશીલ સ્ત્રી પુરૂષોએ તેનાં કારણો શોધી કાઢી, તે ઉપર શાંતિથી વિચાર કરી તે ગૂંચ ઉકેલવાના વ્યવહારૂ ઉપાયો શોધી કાઢવા જોઇએ. પણ જો સમાજના આગેવાનો જ પ્રગતિને નહિ ઓળખનારા અને પાછેહઠના હિમાયતી બની બેસે, તો સમાજ સામે બહારવટાં વધવાનાં જ. સમય અને સંજોગની અસરોમાંથી કેવળ રૂઢિચુસ્તતા સમાજને બચાવી શકે તેમ નથી.'

નવનીતલાલ વિચારમાં ડૂબી ગયા. રમાને તો એ દલીલોમાં બહુ સમજણ પડી નહિ અને સ્વામીજી ધ્યાનસ્થ હોય તેમ આંખો મીંચી સ્થિર ભાવે બેઠા.

તે વખતે જ નોકરે આવીને નવનીતલાલને કહ્યું: 'શિરીષભાઈ અને બીજા બે ચાર છોકરાઓ આપને મળવા આવ્યા છે.'

'બોલાવો' કહીને નવનીતલાલ કંઈક ગડભાંગમાં પડ્યા.

[ ૩ ]

જુવાનિયાઓ આવી જયજય કરીને ઊભા રહ્યા.

તેમને પ્રતિવંદન કરી નવનીતલાલે બેસવા કહ્યું. સ્વામીજીને પ્રણામ કરી સહુ બેઠા.

'કેમ આવવું થયું છે?' નવનીતલાલે પૂછ્યું.

'અમે તો ભાસ્કરભાઈને આમંત્રણ આપવા આવ્યા છીએ.' શિરીષે કહ્યું.

'એ તો ગયો.' નવનીતલાલે ટૂંકામાં પતાવ્યું. એમને આ છોકરાઓનાં ઉચ્છૃંખલ તોફાનો પસંદ નથી, એવું તેમના મુખપરથી જણાયું.

'ક્યાં ગયા? કંઈ બહાર?......'

'ના, એ તો અહીંથી બહારગામ જ ગયો છે. એને હમણાં અહીં રહેવું ઠીક લાગ્યું નહિ.'

એટલું કહીને તેમણે આંખો મીંચી.

શિરીષ અને તેના મિત્રો એ ભાવને સમજી ગયા.

અને ત્યાં વધુ ન રોકાતાં તેઓ ફરીથી બધાયને જય જય કરીને ઊઠ્યા.



## ૭ : શેરીનો સંગ્રામ

શિરીષના ઘર-આંગણે સ્ત્રીઓની બડી સભા ભરાઈ હતી.

શિરીષનાં માજીની આસપાસ શેરીની સ્ત્રીઓ ટોળે વળી હતી. ગોદાવરીકાકીના મુખ પર ઘડી ઘડી ક્રોધ, આશ્ચર્ય અને વ્યગ્રતાના ભાવો આવી આવીને વીજળીની ઝડપે ઉડી જતા હતા.

'ગોદાવરીકાકી, શિરીષભાઈ હવે તો હદ કરે છે.'

'જેને ચોર્યાસી ન્યાતે ન્યાતબહાર મૂક્યો તેને એ માન આપવા નીકળ્યા છે.'

'અરે ચોર્યાસી ન્યાત જ શું કામ, એ ભાસ્કરીઆને તો એના માબાપે પણ ઉંચેથી જમવા પીરસ્યું હતું.'

'અને ભરામણના ખોળીએ વાણિયાની છોડી લાવવાની હિંમત કરે......'

'હિંમત ! જમના મા! હિંમત શું, એને પાપ કહો, મહાપાપ ! વાણિયાની છોડી લાવ્યો એટલું જ નહિ પણ એ તો પરણ્યા વિના કુંવારે નાતરૂં જ કર્યું ને ?'

'નાતરાથી યે ભૂંડું.'

'બળ્યું જમના મા, ગોદાવરી કાકી. તમારા જેવાં ઘરડેરાં આગળ નાને મોંઢે બોલતાંયે શરમ આવે છે, બાકી તો આમ નહિ નાત, નહિ જાત, નહિ ઓળખાણ, નહિ પિછાણ અને બે ઉંમર લાયક બન્ગી ધણિયાણી તરીકે રહે, તે તો વેશ્યાવાડો જ કહેવાયને ?'

'કહેવાય'.

'જરૂર કહેવાય'

'કેમ ન કહેવાય?'

'બેશક કહેવાય.'

'તારી વાત સો એ સો ટકા સાચી છે તારાવહુ, એમાં વળી શરમાય છે શું કામ?'

ગોદાવરીની આસપાસ આમ સ્ત્રીસમાજ ચારે કોરથી મન ફાવે તેમ મત પૂરાવતો હતો. એ ટોળામાં શિરીષના પત્ની પૂર્ણિમા પણ બેઠી હતી. તે માત્ર આ વાતો તટસ્થ ભાવે સાંભળી રહી હતી.

વરની વાતોમાં એની પત્નીને સીધો સંબંધ હોવા છતાં રસ લઈ ન શકાય એવી સમાજની રૂઢિનો વણલખ્યો કાયદો છે! એ વાતોમાં તેને રસ પડતો હોય છતાં તેને એના સાથે કશું જ લાગતું વળગતું નથી એવો દેખાવ કરવો પડે છે!

અત્યાર સુધી પૂર્ણિમા આ બધી ચર્ચા એક બાજુએ બેસીને તટસ્થ ભાવના દેખાવથી સાંભળી રહી હતી. એ જાણે પોતાને પસંદ ન હોય તેમ જમના ડોશીએ તેને ઉદ્દેશીને કહ્યું:

'અલી પૂનમડી! તું પણ તારા સગલાને કંઈ કહેતી નથી?'

ઘરડાં માણસ ગમે તે બોલે છતાં તેમની સામે મુખ ન ઉઘાડવું એવો નિયમ જુવાન વહુઆરૂઓને ફરજિયાત પાળવો પડે છે!

એટલે જમના ડોશીની વાત સાંભળતી વખતે પૂર્ણિમા શરમથી આંખો મીંચી પગના અંગૂઠાથી જમીન ખોતરવા લાગી.

'એને બિચારીને શું કહો છો, જમના બા! એ શું કરે એમાં?' કોઈકે કહ્યું.

'કેમ ન કરે? કાલે ઉઠીને છૈયાં છોકરાંની મા થશે ત્યારે

ન્યાતની એને જરૂર પડશે જ ને ? અને શિરીષને અત્યારથી આવાં તોફાન કરવા દેશે તો પછી ન્યાતમાં કોણ સંઘરવાનું હતું ?' જમના ડોશીએ કહ્યું.

'પણ શિરીષ ભાઈને કહી શકે તોયે ગોદાવરી કાકી કહે. તમે એમને કહો ને ?'

'ગોદાવરીએ તો છોકરાને ચઢાવી મૂકયો છે !'

'એકનો એક છોકરો છે ને.'

'એટલે શું થયું ?' જમના ડોશીએ છણકો કર્યો. 'સોનાની કટારી હોય તો ભેટમાં બંધાય, કંઈ ઓછી તે પેટમાં મરાય છે ?'

'પણ ગોદાવરી કાકી કંઈ એમ લઈ ચલાવે તેવાં નથી. હજી તો ગઈ કાલે જ તે કહેતાં હતાં કે 'નવનીતલાલે તો છોકરાને રાતવાસોય રહેવા દીધો, પણ હું તો મારો છોકરો એવું કામ કરીને આવે તો ઘરમાં એક ઘડી પણ ઊભો ન રાખું.'

'બરાબર, એ તો હું અત્યારે પણ કહું છું.'

'તો પછી શિરીષને કેમ વારતાં નથી ! આવાં કામ કરનારને ચા પાણી આપવાં અને જાહેર સભાઓ ભરીને તેને માટે મેળાવડા કરવા, તે શું સારૂં કહેવાય ?'

'મારો શિરીષ એવું કરે જ નહિ.' ગોદાવરીએ પોતાનું વર્ચસ્વ બતાવતાં કહ્યું.

'કરે નહિ શું, એવું કામ તો એણે કર્યું, એટલું જ નહિ પણ બીજાઓના છોકરાઓનેય તેણે ચઢાવીને સાથે લીધા છે ! મારો માણસ હમણાં જ ચૌટેથી આવ્યો તે ખબર લાવ્યો છે.'

'મારા દિયર કહેતા હતા કે એ લોકો બધા ભેગા થઈને નવનીતલાલને ઘેર ગયા છે.'

'શું કામ !'

'કહે છે કે ભાસ્કરને અને પેલી એની સાથે નાસી આવેલીને એ લોકો યુવકમંડળમાં માન આપવા તેડવા ગયા છે.'

'ત્યારે તો વાજતેગાજતે વરઘોડો કાઢીને લાવવાના હશે!'

'કેમ ન લાવે?'

'હા. હા. નફટ થયા તેને પછી શરમ શી?'

'અને નફટની સાથે નફટ થનારાઓનેય પણ શરમ શી!

'ગોદાવરી, હવે તો હદ થાય છે.'

'આ બધું ન્યાત જાણે તો?'

'જાણે તો શું? ક્યાં ન્યાત નથી જાણતી!'

'એ તો અત્યારના લોકો સારા છે. બાકી અમારા જમાનામાં તો ન્યાતનો એવો ડર કે લોકો થથરી જ જાય. અને આ શિરીષીયા જેવા ટચુકડાઓનું તે વળી ગજું જ શું કે ન્યાતના કામમાં ડખો ઊભો કરે? જમના ડોસીએ બોખા મોઢામાં જીભ ફેરવતાં ફેરવતાં કહ્યું.

'શિરીષભાઈ તો ખુલ્લું જ કહે છે કે તે તો ન્યાતજાતને માનતા નથી.'

'ખરી વાત અલિ ગોદાવરી?' જમનાએ પૂછ્યું.

'ખોટું!' ગોદાવરીએ છણકા સાથે જવાબ આપ્યો.

'ખોટું શું કામ? તમે કહો તો હમણાં શિરીષભાઇ આવે ત્યારે પૂછાવી જોઇએ.'

'તે હું એની મા, મને ખબર નહિ અને તને આજકાલની આવેલીને ખબર છે, એમ?' ગોદાવરીએ જમના પરનો ગુસ્સો બીજે સ્થાને કાઢવા માંડ્યો.

'ગોદાવરી કાકી, જૂઠું બોલતી હોઉં તો પરમેશ્વરના સમ, કે મારા એકના એક બાબુના સમ.'

'અલિ, મેં તને સમ ખાવાનું ક્યારે કહ્યું ?'

'ત્યારે તમે મને જૂઠી કહો છો તે ?'

'જૂઠી. જૂઠી. એક વખત નહિ ને એક હજાર વાર જૂઠી.'

'ગોદાવરી કાકી, હવે તમારું માન નહિ રહે હાં ! સાચી વાત માંયે તમે મને ખોટી પાડો છો ? ને તમારા શિરીષને ફાવે તેમ કરોને, પણ તેમાં ત્રીજાને શા માટે એમ જૂઠાં કહો છો ?'

'તે અલિ, મેં તને ક્યાં મારે ત્યાં પંચાત કરવા તેડાવી છે ?' ગોદાવરી ઉકળી.

'ગોદાવરી, એમ તું એને દબાવે છે શાની ? તું આખી પોળની પંચાતમાં વણ નોતરી ભાગ લે છે અને બીજીને દબાવે છે ?' જમના ડોશી વચ્ચે તૂટી પડયાં.

'જમના મા, તમે કયારનાં લહું લહું થઇ રહ્યાં છો કેમ ? તમારે મારા ઘરની શી પંચાત ?' સામેથી ગોદાવરી પણ તાડૂકી.

'અરે પંચાતવાળાની પૂંછડી ન જોઈ હોય તો ! તું એમ મને આવડી સીત્તેર વર્ષનીને એમ દબાવવા શાની નીકળી છે ? એમ હોય તો તારા છોકરાને જ સખનો રાખને. નહિ તો ઘડીના છઠ્ઠા ભાગમાં ન્યાતબહાર મૂકી દેશે, ન્યાતબહાર.'

'તમારું ચાલતું હોય તો કાલને બદલે આજ મૂકાવજો.'

પછી તો જમના અને તેમના પક્ષની તેમજ ગોદાવરી અને તેમના પક્ષની વચ્ચે જંગ જામ્યો.

ફુરસદે સામાન્ય વાતો માટે એકઠી થતી સ્ત્રીઓની સામાન્ય ગોળમેજી પરિષદો આ રીતે શેરીના સંગ્રામમાં ફરી જાય, એ બનાવ સામાન્ય છે.

જોતજોતામાં શેરીના આ સંગ્રામે ઉગ્ર સ્વરૂપ પકડયું, તે નિહાળવા સંખ્યાબંધ પ્રેક્ષકો શિરીષને આંગણે એકઠાં થઇ ગયાં.

[ ૨ ]

શિરીષ ઘેર આવ્યો ત્યારે સંગ્રામની સમાપ્તિ થઇ ગઇ હતી, છતાં વાતાવરણમાં તેના પ્રતિઘોષ હજી ગર્જી રહ્યા હતા.

પોળને નાકે જ કોઇએ શિરીષને વધામણી આપી કે 'આજે તો ગોદાવરી કાકી અને જમના ડોશીની વચ્ચે જંગ જામ્યો હતો.'

એ સાંભળીને શિરીષને દુઃખ થયું. તેણે રશ્મિને કહ્યુંઃ 'આપણા સ્ત્રીસમાજની આ મોટામાં મોટી ખામી છે, એક ઘડીમાં બધાં ભેગાં મળીને વાતો કરતાં હોય અને બીજી ઘડીએ તો તેઓ રણ-સંગ્રામ જમાવી દે છે. જે દિવસે આપણી શેરીઓ સંગ્રામસુની થશે તે દિવસે જ આપણને સાચું સ્વરાજ મળશે.'

'એ બધું અજ્ઞાનનું જ કારણ છે. આપણો સ્ત્રીસમાજ કેળવાશે તે દિવસે તેમનો વાતોનો વિષય જરૂર બદલાશે. અત્યારે મધ્યમવર્ગની સ્ત્રીઓ મોટે ભાગે આળસુ જીવન ગાળતી થઇ છે, તેથી તેમનું ધ્યાન કજીઆ કંકાસ તરફ વધુ દોરાય છે તે જરૂર સારી વાતો તરફ વળશે.' રશ્મિએ કહ્યું.

'ગુજરાતની શેરીઓ નાનકડા સહકારી સંઘો બને તે જોવાના મને બહુ કોડ છે, પણ મને તેનો કોઇ પણ અસરકારક માર્ગ જડતો નથી, અને તેથી હું ખૂબ નિરાશ થાઉં છું.'

'એ જ તારામાં મને મોટી ખામી દેખાય છે. ફળનો વિચાર કર્યા વિના કર્મ કર, અને કલ્યાણની ભાવનાથી કાર્ય કરનારની કદી દુર્ગતિ થતી નથી. એ બે ગીતા વચનોને તેના સાચા અર્થમાં સમજવાની તેમજ જીવનમાં પચાવવાની જરૂર છે. પણ તું તો નિરી-શ્વરવાદી રહ્યો એટલે વિદેશી પુસ્તકો વાંચીશ પણ આપણાં શુદ્ધ

સ્વદેશી સાહિત્યમાં જે ઉપયોગી તત્ત્વ છે તેનીયે તું અવગણના કરીશ એનું જ પરિણામ નિરાશાવાદ છે.'

'ચારે તરફ એટલું અજ્ઞાન અને જડ રૂઢિપૂજા જામી છે, કે મારા જેવાની હિંમત અને સહનશીલતાની હદ આવી જાય છે.'

'તે ખોટું. જેને સમાજમાં કંઇ પણ પરિવર્તન કરી બતાવવું હોય, તેણે તો શાંતિ, સહિષ્ણુતા અને સમભાવના અચૂક ઉપાસક બનવું જોઇએ.'

બન્ને મિત્રો આમ વાતો કરતા કરતા ઘેર પહોંચ્યા અને સીધા મેડા પર ગયા, તે વખતે ગોદાવરી ઉપર ગઇ. વર્ષાદ પહેલાંના તોફાની વાતાવરણ જેવી ઉગ્ર વ્યગ્રતા તેમના મુખમંડળ પર જણાતી હતી. તે જોઇને જ શિરીષ સમજી ગયો.

તેણે સમયસૂચકતા વાપરીને ધીમેથી કહ્યું: 'આવો બા...'

'શું આવું, મારૂં કપાળ!' ગોદાવરીએ ગુસ્સાથી કહ્યું.

'કેમ બા, શું છે? આમ કેમ બોલો છો?'

'તારે લીધે જ મારે તો ન્યાતમાં અને ગામમાં હવે મોં કાઢવા જેવું રહ્યું નથી, લોકો તો મને ચૂંટી ખાય છે!'

'એવો મેં શું ગુનો કર્યો છે, બા?'

'આ પોળની બાયડીઓ કહે છે કે, તું પેલી વાણિયાની કુંવારી છોકરીને ભગાડી આવેલા નવનીતલાલના ભાસ્કરનો વરઘોડો કાઢીને માન આપવા ગયો હતો!'

'હું નહિ, પણ અમારૂં યુવકમંડળ તેમને ચાપાણી આપવા માગતું હતું. પણ તે લોકો તો ગામમાંથી જ ચાલ્યાં ગયાં.'

'તે અલ્યા, આપણાથી એવું કામ થાય? ચોર્યાશી ન્યાતનો વિરોધ વહોરીને તારે શું કામ હતું?'

'બા, એમાં વિરોધ શાનો? અમને એવું લાગ્યું કે ભાસ્કરે કંઈ ખોટું કામ કર્યું નથી.'

'ખોટું કામ નથી કર્યું? અલ્યા, તું આ શું બોલે છે! બીજી ન્યાતની કુંવારી છોડીને લઈને નાસી આવવું તે ખરાબ કામ નહિ તો શું સારૂં છે?' ગોદાવરીના ગુસ્સાનો પારો હવે મર્યાદા ઓળંગી ગયો.

'બા, એ બાબતમાં તમારા ને મારા વિચારો મળતા થઈ ન શકે પણ...'

'પણ ને બણ. અલ્યા, આપણે તે કંઈ કોળીનાળી છીએ? તારે બ્રાહ્મણની ભરી ન્યાતમાં રહેવું છે કે નહિ? પરણેલો છે, કાલે ઊઠીને છોકરાનો બાપ થઈશ. એનું કંઈ ભાન છે? હું તને કહી દઉં છું કે મેં તારી તરફથી બહુ બહુ સહન કર્યું છે અને ઘણું ઘણું લઈ ચલાવ્યું છે, પણ મારાથી હવે લોકોનાં મહેણાં ટોણાં સહન થઈ શકતાં નથી.'

'હું તમને ક્યાં કહું છું કે તમે તે સહન કરો?'

'તું એવું કરે ત્યારેને?'

'તો તમને કહેવા આવે તેમને કહો કે મને કોઈ કંઈ કહેશો નહિ, જે કંઈ કહેવું હોય તે શિરીષને કહો.'

'એટલે શું તારે મન મારો કશો હિસાબ નથી, એમજને? તું શું મને ભાજી મૂળા જેવી માને છે?'

'મેં કદી એવું તને કહ્યું જ નથી.'

ત્યારે આ બધું શું છે? તેં તો હવે છેક જ હદ મૂકી છે. ઠામ ઠામ લોકોને કહેતો ફરે છે કે હું તો ન્યાતજાતને માનતો નથી. હું તો ન્યાતને મૂળમાંથી ખોદી કાઢવા માગું છું, અને વળી બીજાઓના છોકરાઓને પણ ભંભેરે છે. તું તો હવે ઢેઢવાડમાં જઈને ઢેઢ ભોડા સાથે ય ખાવા માંડીશ!'

'એમાં પણ કંઈ ખોટું હોય તેવું મને લાગતું નથી. માણસ માણસની સાથે બેસે ઊઠે, અને સ્વચ્છતા સાચવીને જમે તેમાં કયો ગુનો થઈ ગયો?'

ગોદાવરીનો ગુસ્સો અત્યાર સુધી ધીરે ધીરે વધતો જ જતો હતો, પણ શિરીષનાં આ વચનોથી તેમનો ગુસ્સો સંયમના સીમાડા તોડીને, જ્વાલામુખીની માફક ભભૂકી ઊઠયો.

ડોશી એકદમ બરાડી ઊઠયાં! જો એમ હોય તો આ ઘરમાં તે કશું ચાલશે નહિ, સમજ્યો? આ તો બ્રાહ્મણનું ઘર છે. કંઈ ઢેઢ વાઘરીનું નથી!'

'એટલે બા, તમે મને ઘર છોડીને ચાલ્યા જવાનું કહો છો?' શિરીષે ગંભીર ભાવે પૂછ્યું.

'હા, હા, તું તો મને જ ગુનેગાર ગણવા માગે છે કેમ?' એટલું કહેતામાં તો ગોદાવરીએ પેટ ને માથાં કૂટવા માંડયાં.

'માજી માજી! આ શું કરો છો?' કહેતો રશ્મિ તેમની પાસે દોડી ગયો અને તેમના હાથ પકડીને તેણે કહ્યું: 'માજી શાંત થાઓ, છોકરાંઓ પર આટલો ગુસ્સો તે થતો હશે?'

પણ માજીએ તો ક્રોધાવેશમાં તેનો હાથ તરછોડી નાખીને કહ્યું: 'તમે મારી વચ્ચે ન આવો. હું તમને બધાને ઓળખું છું. મારા છોકરાને તમારા જેવા એના દોસ્તોએ જ બગાડીને વંઠાડી દીધો છે."

એ શબ્દો સાંભળીને રશ્મિકાન્ત તો આભો જ બની ગયો!



# ૮ : શિરીષની દ્વિધા મનોદશા

## [ ૧ ]

શિરિષના ઘર મોરચે સંગ્રામ શરૂ થઈ ગયો. વાતાવરણ ઉગ્ર બની ગયું. પોતાનું તો ઠીક પણ રશ્મિનું યે બાએ અપમાન કર્યું. તે એને ઘણું લાગ્યું. માતાનાં એ વચનો હથોડા બનીને એના માથામાં પછડાવા લાગ્યા. તે જેટલો બુદ્ધિમાન તેટલો જ માની અને લાગણી-વશ હતો.

ગમગીન બનીને એ બેસી રહ્યો. જ્યારે પણ એની લાગણીઓ પર પ્રહાર થતા ત્યારે એ આમ જ અસ્વસ્થ બની જતો.

'શિરીષ, વડીલની વાતથી આમ કરાતું હશે?' રશ્મિએ ગમગીન વાતાવરણને દૂર કરવા કહ્યું.

'બા તને પણ કેવું બોલી ગયાં?' શિરીષ જેમ તેમ કરીને બોલ્યો.

'એમાં શું, એ વડીલ છે. આપણાં અને એમનાં વય, વિચાર, વાતાવરણ, સમય, શિક્ષણ અને સંસ્કાર વચ્ચેનું અંતર આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. આદર્શ અને વ્યવહાર વચ્ચે સનાતન કાળથી અથડા-મણો થતી જ રહી છે. આદર્શ અને વ્યવહાર વચ્ચેનો સંઘર્ષ અનિવાર્ય છે. એમાંથી માર્ગ કાઢે એ જ બીજાઓનો માર્ગદર્શક બની શકે.'

'હું બાના વ્યવહારની વચ્ચે કદી આવતો નથી : છતાં એ મારા વિચારોનો આમ સક્રિય વિરોધ કરે એ કેમ કરીને સાંખી શકાય?'

'ત્યાં જ સુધારકની સાચી કસોટી રહેલી છે. જ્ઞાતિ અને સમાજમાં ધરમૂળનું પરિવર્તન કરાવવા ઇચ્છનારે પહેલ પ્રથમ ઘર મોરચો સર કરવો જોઇએ'

'પણ બા તો પોતાના વડીલપદને લીધે મારી સામે સીધાં અને આડકતરાં આક્રમણ કરે છે. મારાથી એ સહન નહિ થાય.'

'શિરીષ, આટલામાં જ તું જો આમ અકળાઈ જઇશ તો પછી સમાજનાં જૂનવાણી બળોનાં બાહ્ય આક્રમણોના ચારે બાજુના એક-સામટા હુમલાઓની સામે શી રીતે ટકી રહીશ ? જો તારે સમાજના એ જૂનવાણી કિલ્લાને તોડવો હશે તો શાંતિથી, ધીરજથી અને સમજાવટથી લોકમતને તારી તરફ વાળવો જોઇશે. એ ગુસ્સાથી, ઉતાવળથી કે વાતોથી નહિ બને. જે માણસ એક માતાને સમજાવી ન શકે તે સમાજને શી રીતે સમજાવી શકવાનો હતો ?"

શિરીષ રશ્મિને પોતાના મનોભાવ સમજાવી શકતો નહોતો : કેમકે બાએ મિત્રનું જે અપમાન કર્યું તેનો ડંખ એના હૈયામાં શૂળની માફક ભોંકાઇ રહ્યો હતો તેથી એ મનની શાંતિ ગુમાવી બેઠો હતો. એના મનમાં વિચારોનાં પૂર ચડી આવતાં હતાં : 'બા મને ઘર છોડીને ચાલ્યા જવાનું કહે?...રહેવું હોય તો મારે મારી વિચારણાઓની હોળી કરવી, સિદ્ધાંતોની ભસ્મ કરી તેને ઘોળીને પી જવા અને એમની નીતિ રીતિ મુંગે મોઢે સાંખી લેવી ! ઘરનો કે સિદ્ધાંતોનો ત્યાગ કરવો એમ જ ને ?'

શિરીષને ગંભીર, ગમગીન અને મૂગો બની ગયેલો જોઈ રશ્મિએ એની પાસે જઈ, ખભે પ્રેમથી હાથ મૂકીને કહ્યું : 'શિરીષ, આટલો બધો લાગણીવશ બનીશ તો તારાથી જીવી પણ નહિ શકાય. જેને અભિનવ સમાજની નવરચના માટે ભૂમિકા તૈયાર કરવી હોય, તેણે તો યોદ્ધાની હિંમત અને બરફ જેવું ઠંડુ મગજ રાખવું જોઇએ.

ચાલ ઊઠીને કપડાં બદલી નાખ અને ઠંડા પાણીથી માથું ધોઈ નાખ. આ તો હજુ પાશેરામાં પહેલી પૂણી પણ નથી.'

શિરીષે ઊઠીને કપડાં બદલવા માંડયાં : છતાં મનમાં ચાલી રહેલી વિચારોની ગડમથલ અટકી કે બદલાઈ નહિ.

[ ૨ ]

પૂર્ણિમા રસોઇ કરતી હતી છતાં એનું મન મા–દીકરા વચ્ચેના શબ્દયુદ્ધને લીધે વ્યગ્ર બની ગયું હતું. સાસુના સ્થિતિચુસ્ત વિચાર આચાર સાથે તે સર્વાંશે સંમત થઈ શકતી નહોતી, તેમ શિરીષના વેગવાન ઉદ્દામ વિચારો સાથે પણ એ મળતી થઈ શકતી નહોતી. સાસુની જૂનવાણી મનોદશા એને નવયુગના પલટાયેલા સ્થિતિ સંજોગમાં પ્રતિકૂળ લાગતી હતી, ત્યારે પતિના વિચારો હવા સામે બાથ ભરવા જેવા જણાતા હતા. એને સંસારમાં રહેવું હતું : ન્યાત-જાત વચ્ચે જીવવું હતું: એની સ્થિતિ સૂડી વચ્ચેની સોપારી જેવી હતી. પુત્રવધૂ હોવાથી સાસુને એ સમજાવી શકતી નહોતી: કેમકે ગોદાવરીને પોતાની વય અને દરજ્જાનું અભિમાન હોવાથી પૂર્ણિમા જે કંઈ કહે તે એને 'નાને મોઢે મોટી વાત' લાગતી. શિરીષ પત્નીની ધીમી ગતિની, વ્યવહારૂપણે મધ્યમમાર્ગ સ્વીકારવાની સલાહને હસી નાખતો. સુધારાની વાતો કરવા છતાં પૂર્ણિમા એને તડજોડની વાત કરે તો તે કહી દેતો; "તમને સ્ત્રીઓને એ બાબતમાં સમજ ન પડે. તારામાં મારી સાથે દોડવાની હિંમત ન હોય તો તું તારે માર્ગે જા ને મને મારે રસ્તે દોડવા કે ઊડવા દે!"

આ પરિસ્થિતિમાં પૂર્ણિમા મનમાં ને મનમાં મૂંઝાતી. અત્યારે એની એવી જ દશા થઇ રહી હતી.

રસોઈ તૈયાર થઈ ગઈ હતી એટલે એણે રસોડાના ચોકમાં આવીને નીચેથી જ ધીરે સાદે કહ્યું: 'રશ્મિભાઈ, જમવાનું તૈયાર થઇ ગયું છે: થાળીઓ પીરસું?'

'હા. અમે આવીએ છીએ.' કહી રશ્મિએ શિરીષને કહ્યું: 'દોસ્ત, ચાલ. જમતી વખતે માણસે મનને પ્રફુલ્લિત રાખવું જોઇએ.

પણ શિરીષનો ઊર્મિલ અને માની સ્વભાવ એના મનને સહજમાં પ્રફુલ્લિત બનવા દે તેમ નહોતો. માનો વિરોધ, પત્નીનો મતભેદ, ભર્યા સંસારમાં એને એકલો ને અટૂલો બનાવી દેતાં હતાં. ભવસાગરના પ્રચંડ ઝંઝાવાતમાં એને એક હલેસે તરવાનું હતું: સંસારમાં એને એક પાંખે ઉડવાનું હતું. એના કાનમાં કોઇક ગણગણી રહ્યું હતું: 'ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં રમે ને બાઇનું ચિત ચૂલામાં વ!'

શિરીષ અને રશ્મિ જમવા આવે ત્યારે ગોદાવરી પીરસવામાં પૂર્ણિમાને મદદ કરતી, પરંતુ આજે ગુસ્સાને લીધે ન તો એ મદદ કરવા આવી કે ન તો ત્યાં દેખાઇ. ગોદાવરી ગુસ્સે થાય ત્યારે ઘરનું વાતાવરણ ગરમ અને ગમગીન બની જતું. એ ગરમીની આંચ વિના કારણે પણ પૂર્ણિમાને દઝાડી દેતી: કેમકે એ 'વહુ' હતી!

ભયભીત પંખિણી સમી પૂર્ણિમા ભોજન પીરસતી વખતે ચૂલાની બાજુના પાટલા પર લપાઈને બેઠી હતી. ન છૂટકે જ તે બે શબ્દો બોલતી: ગભરાતી અને ડરતી!

રસોડાનું ગમગીન વાતાવરણ જોઇ રશ્મિએ જમતાં જમતાં કહ્યું: 'ભોજન સમયે આનંદ ઉલ્લાસની બાબતમાં આપણે પશ્ચિમવાસીઓ પાસેથી ઘણું શિખવા જેવું છે. ખરું કે નહિ શિરીષ?'

મૂંગો શિરીષ બોલતો થયો, છતાં ગમગીન ભાવે જ એણે કહ્યું: 'આપણે દુર્ભાગી છીએ અને દુર્ભાગી જ રહેવાના છીએ. આમને

આમ જ આપણે સડી મરવાના. આપણો સ્ત્રીસમાજ પશ્ચિમની સ્ત્રીઓની બરોબરી કદી પણ કરી નહિ શકે.'

શિરીષે નિશ્વાસ નાખ્યો. માના શબ્દોના ઘા હજુ રૂઝાયા નહોતા એટલે એણે વિના કારણે હિંદની સમસ્ત નારીજાતિ સામે ઘા કર્યો !

'તારા મનની વ્યગ્રતાનો આ માત્ર પ્રતિધ્વનિ જ છે,' શિરીષને હસાડવા એટલું કહીને રશ્મિ હસ્યો. 'આજે તું ખૂબ નિરાશાવાદી બની ગયો છે!'

'તને તો બધી જ બાબતમાં મારી જ ખામીઓ દેખાય છે.' પત્નીની હાજરીમાં શિરીષને અત્યારે પોતાની ટીકા થાય તે રુચ્યું નહિ.

'પૂર્ણિમા બહેન અત્યારે ભોજનની લાંચ આપી રહ્યાં છે એટલે હું સ્ત્રીઓની વકીલાત કરું છું, એમ તું માને છે?'

'વકીલાત નહિ તો ખુશામત હશે!'

'શિરીષ, આ તો દલીલ ખૂટે એટલે ગાળાગાળી કરવા જેવી વાત છે. આપણા સ્ત્રી સમાજે સંસ્કૃતિના ઘડતરમાં અપૂર્વ હિસ્સો આપ્યો છે: છતાં આપણે જ એમના ભોગે પુરૂષોને અનુકૂળ સંસ્કૃતિનું સર્જન કર્યું. આપણા આનંદ, ઉલ્લાસમાં તેમ દુ:ખમાં એમને સમાન દરજ્જે, સ્વયંસ્ફુર્તિથી સહભાગી બનતાં આપણે જ અટકાવ્યાં, છતાં ઉપરથી એમને ઉપાલંભ આપવા! શિરીષ, તું જેને વૈજ્ઞાનિક વિચાર પદ્ધતિ કહે છે એ રીતે જરા આ બાબતમાં વિચાર કરી જો...'

'રશ્મિ એવા વિચારો કરી કરીને હવે તો હું કંટાળી ગયો છું...'

'એ કંટાળો ખોટો છે. શિરીષ આટલી ઉમ્મરે તને જીવનનો થાક વર્તાવા લાગ્યો, એ બતાવે છે કે તારે જરા આરામની જરૂર છે...'

'મને આ ઘરમાં આરામ મળવાનો નથી!'

'શિરીષ, એ વિચારોને ખંખેરી નાખ. તેંજ એક દિવસ મને રવિબાબુના પુસ્તકમાંથી એક અવતરણ ઉતારી મોકલાવ્યું હતું. તું કદાચ એ ભૂલી ગયો હોઈશ પણ મેં મૂખપાઠ કર્યું છે: 'જીવન પોતાની સાથે વેદનાઓ લેતું આવ્યું છે અને જીવનની એ મહાવેદનાઓ જીવનની ખાતર જ પુરૂષવર્ગે સ્વીકારી તેમ સત્કારી છે.' યાદ આવે છે?'

'રવિબાબુ તો ફિલ્સુફ હતા."

'એટલા માટે એમના કથનનાં મૂલ્ય ઓછાં આંકવાં ન જોઈએ. શિરીષ! માનવ જાતના આદિ પુરૂષોએ જીવનની એ વેદના સહન કરી કરીને આપણી સંસ્કૃતિનું વ્યવસ્થિત સર્જન કર્યું, તે વખતે જીવનમાંથી નવજીવન સર્જતા માતૃત્વની વેદનાઓનો એમણે પહેલો વિચાર કર્યો હતો. તેથી માતૃતત્વને આપણી સંસ્કૃતિનું મધ્યબિંદુ માનવામાં આવ્યું. એ જ કારણે આદિયુગની સ્ત્રી શક્તિ પ્રભાવશીલ અને સબળા સ્વરૂપે વિશ્વવિધાતના એ કાર્યમાં પુરૂષજાતિની મહાન મદદગાર બની.'

'પણ આજે? રશ્મિ, મરી પરવારેલા ભૂતકાળના મુડદાને ચૂંથવામાં શો સાર છે? હું તો વર્તમાનમાં જ જીવું છું અને વર્તમાનનો જ વિચાર કરવા માગુ છું."

'એકલા વર્તમાનનો જ વિચાર કરવો એ બરોબર નથી શિરીષ, ભાવિના નવસર્જનના વિચારકોએ તો, ભૂત, વર્તમાન ને ભવિષ્યનો સળંગ વિચાર કરવો ઘટે. ભૂતકાળની તવારીખ પાસેથી જે જ્ઞાન મળે છે તે વર્તમાનની ભૂલો સુધારવામાં અને ભવિષ્યમાં ઓછામાં ઓછી ભૂલો થાય તે જોવામાં ઘણુંજ મદદગાર બને છે.'

'એ બધી વાતો આપણે સારૂ શુષ્ક ફિલ્સુફી જ બની ગઇ છે. વિચાર અનુસાર આચારના શક્ય પ્રયાસમાં તો પશ્ચિમવાસીઓનો નંબર આગળ આવે છે. આપણે તો સૈકાઓ જૂની જીર્ણ રૂઢીઓનાં

મુડદાંનો બોજો છાતી ઉપર લઇને ફરીએ છીએ. રશ્મિ એ તમામ પ્રથાઓ, વિધિઓને આચારો મિથ્યા છે: સત્ય તો એક માત્ર જીવન જ છે. માટે મિથ્યાને મૂકી સત્યને પકડવું જોઇએ. તે માટે મનને જ મુક્ત કરવું જોઇએ. મારી ખાત્રી છે કે જૂની વ્યવસ્થાના વિનાશ વિના નવીન વ્યવસ્થા નિર્માણ કરી શકશે નહિ. જે સમાજ મૂળમાંથીજ સળી ગયો છે તેને થીગડાં મારીને ક્યાં સુધી ટકાવી શકાશે?'

'નહિ જ ટકાવી શકાય. પરંતુ એ કામ નિરાશવાદીઓથી, લાગણીવેડામાં તણાનારાઓથી કે ઘડી ઘડીમાં ગુસ્સો કરનારાઓથી નહિ થાય. સ્ત્રીઓનો સહકાર પણ તેમાં અનિવાર્ય બનશે. શિરીષ, જ્યારથી પુરૂષે પોતાનાં બળ, બુદ્ધિના ઘમંડમાં સ્ત્રીઓના સહકારની અવગણના કરી ત્યારથી સ્ત્રીઓનો વિકાસ અટકી પડયો, સાથે સાથે એમની પાસેથી પુરૂષોને જે પ્રેરણા અને સાથ સાંપડતાં તે અટકી ગયાં. પરિણામે પુરૂષો પણ પરાધીન બન્યા. સ્ત્રીના સાથ વિહોણા એકલા પુરૂષોએ સત્તા અને સ્વાર્થની લોલુપતાથી વિશ્વમાં ભીષણ સંહારક સંગ્રામો જન્માવ્યા. આજે જે શાહી-મૂડીવાદની વિકરાળતા દેખાય છે તે સ્ત્રી જાતિના સાથના અભાવનું જ પરિણામ છે.'

'પરંતુ જૂનવાણી માનવીઓ ભૂતકાળ તરફની હઠીલાઇભરી વફાદારીથી નવાયુગનો છેદ ઉડાવી દે છે, સ્થિતિ સંજોગનાં પરિવર્તનોને પિછાનવાની જ ઘસીને ના પાડી દે છે. રૂઢી તરફની કારમી અંધશ્રદ્ધાએ અને કાલ્પનિક પ્રતિષ્ઠાની ભૂતાવળે એમને એવાં તો ઘેરી લીધા છે કે જેથી તેઓ વાસ્તવવાદી બની શકતા નથી તેમ સત્યને સાંખી શકતા નથી."

'માટે જ એ મિથ્યાભિમાન, એ ભ્રમ અને અંધશ્રદ્ધા નિવારવા માટે આપણે તો મથવું જોઇએ. તારાં બા સમાજના એ પાપચક્રમાં સહુની માફક સપડાયાં છે, એટલે એમના શબ્દોથી માઠું ન લગાડતાં અજ્ઞાનનાં અંધારાં ઉલેચવા માટે તારે તો તેમાંથી પ્રેરણા લેવી જોઇએ.'

આ ચર્ચામાં તેઓ ક્યારે જમી રહ્યા તેનો પણ કોઈને ખ્યાલ રહ્યો નહિ!

'થોડી ગરમ દાળ પીરસું?' પૂર્ણિમાએ રશ્મિને પૂછ્યું ત્યારે જ એમને જમી રહ્યાનું ભાન થયું અને તેઓ હાથ મોં ધોઈને ઊઠી ગયા.

[ ૨ ]

'બાએ મને પડકાર આપ્યો?' શિરીષ એ વાત રાત સુધી ભૂલી શક્યો નહિ. જેમ જેમ એના મનમાં એ વિચારો ઘોળાતા, તેમ તેમ એના માની સ્વભાવમાં અકળામણ અને ઉકળાટના ઊભરા ચડતા. ઘરની એકેએક વસ્તુ, એની દીવાલો એને જાકારો દઈ રહ્યાં હતાં. એ બધાં એની સામે દાંતિયાં કરીકરીને કહેતાં: 'અહીં રહેવું હોય તો તારી વિચારણાઓનો ત્યાગ કર, નહિ તો આ મકાનનો ત્યાગ કર!'

વારંવાર એના કાનમાં એ જ શબ્દો અથડાતા, રશ્મિની બધીય સમજાવટ તેથી નિષ્ફળ બની ગઈ.

રાતે સૂવા ગયો ત્યારે એના વિષાદઘેર્યા વદનને જોઈ પૂર્ણિમાએ એને સમજાવીને શાંત કરવાના ઈરાદે કહ્યું. : 'બાના બોલવા પર આટલું બધું ખોટું લગાડાતું હશે?'

'એ બા એકલી બોલી નથી, સારોયે જૂનવાણી સમાજ બાને મુખે બોલી રહ્યો છે. એ સમાજના પ્રતિનિધિ તરીકે બાએ મને પડકાર આપ્યો છે. હવે મારે માટે આ ઘરમાં સ્થાન નથી!' શિરીષે ગમગીન ભાવે કહ્યું.

'વૃદ્ધ માનવીઓનો સ્વભાવ જ એવો બની જાય છે. મનમાં ઊભરો ચડે ત્યારે બોલી નાખે, પણ ઘડી પછી એમના દિલમાં કંઈ નહિ.'

'બા પોતાના વિચારોની બાબતમાં નમતું મૂકવાનાં નથી, એ હું જાણું છું.'

'એટલે શું આપણે આપણા વિચારો ફરજીયાત એમની ઉપર લાદવા ?'

'પૂર્ણિમા તું મને અન્યાય કરે છે, હું પરાણે કોઈની ઉપર મારા વિચારો ઠસાવવા માગતો નથી, તેમ મારે બીજા કોઈના પ્રત્યાઘાતી વિચારોના તાબેદાર પણ બનવું નથી. માટે અહીં હવે મારૂં સ્થાન નથી, તારે રહેવું હોય તો ખુશીથી રહે.'

'એથી બાના જીવને કેટલું બધું દુ:ખ થાય એનો વિચાર કરવો જોઈએ...'

'પણ બાને મારા કરતાં રૂઢિની ગુલામી વિશેષ વહાલી હોય તો ?'

'તો એમને શાંતિથી સમજાવવાં જોઈએ.'

'એમની અંધશ્રદ્ધા એમને સમજવા દે તેમ નથી.'

'જો એક બાને આપણે સમજાવીને આપણી તરફ વાળી ન શકીએ, તો પછી, આખા સમાજને શી રીતે સમજાવીને નવા વિચારો તરફ વાળી શકાશે ? વળી ગમે તેમ છતાં બા વડીલ છે : પૂજ્ય છે...'

'માટે મારે એમની સમાજનું અકલ્યાણ થાય એવી આજ્ઞાઓ માનવી ? મારાથી એ નહિજ બને. સિદ્ધાંતના ભોગે મારાથી કોઈને રાજી રાખી શકાય તેમ નથી. જેઓ ગુલામી માનસને છોડી ન શકે એજ ગુલામ બનવા યોગ્ય છે. એ મનોદશા જ આપણને પાડે છે. બા પોતાની રૂઢિવાદી મનોદશાને લીધે મારા વિચારોનો વિરોધ કરે છે...'

'તમે મારી એક પણ વાત નહિ સાંભળો ?'

'મારી વિચારણાઓનું બલિદાન આપવાની વાતો મારાથી સાંભળી શકાશે નહિ !'

'બાની ખાતર...'

'એમની ખાતર જ મારે અહીંથી જલદી નીકળી જવું જોઇએ. એમને પુત્ર કરતાં રૂઢિ વધુ પ્રિય છે અને મને રૂઢિ કરતાં બુદ્ધિપૂર્વક સ્વીકારેલા સિદ્ધાંત વિશેષ પ્રિય છે. માટે હું જઇશ. જ્યાં બીજાઓને રાજી રાખવા મારી વિચારણાઓની સ્વહસ્તે હોળી કરવી પડતી નહિ હોય, જ્યાં મારા સિદ્ધાંતોનું પાલન થઇ શકતું હશે ત્યાં...'

પતિના માની અને જીદ્દી સ્વભાવને સારી રીતે સમજતી પૂર્ણિમાએ મૌન પકડયું. મા દીકરા વચ્ચેના વિચારોની આ અથડામણના પરિણામના વિચારથી એની આંખોમાંથી પછી તો આંસુ ટપકવા લાગ્યાં.

શિરીષ મૌન ભાવે એ જોઇ રહ્યો.

સંયુક્ત કુટુંબોમાં પત્ની માત્ર શયનખંડમાં જ પતિ સાથે દિલ ખોલીને વાત કરી શકે છે. હિંદુ સમાજમાં ગૃહલક્ષ્મીઓને ઓરડાઓમાં ગોંધાઇ રહેવું પડે છે; નૈસર્ગિક હાસ્ય, નિખાલસ વિનોદ એને માટે ગુનો ગણાય છે; ગાર્હસ્થ્ય જીવનના ઉગતા પરોઢમાંજ ગૃહિણીની સ્વાધીનતાને આ રીતે સંકુચિત બનાવી, સામાજીક શૃંખલાઓથી જકડી લીધેલી માતાઓ પાસેથી વિરાટ નરપુંગવો અને વીરાંગનાઓ જન્માવવાની આશા પણ એ જ હિંદુ સમાજ રાખે છે!

આ પ્રકારના પરસ્પર વિરોધી વાતાવરણમાં પૂર્ણિમા સપડાઇ હતી. શિરીષ એ વિરોધી વાતાવરણ વચ્ચે સામાજીક ક્રાંતિનાં દીવા સ્વપ્નો કલ્પતો અને પોતાનાજ ઘરમાં એનાં એ બધાંયે રૂપાળાં શમણાંની સૃષ્ટિ પાયામાંથી પડી જતી જોઇ અકળાતો!

પૂર્ણિમાને સમજાવીને શાંત પાડવાનો વિચાર શિરીષને થયો, પરંતુ સામસામા વિચારોના વમળમાં અથડાઇ, અકળાઇ, આકુળા બનેલા એના મનને થયું કે, 'પૂર્ણિમાને સમજાવવી એટલે જ બાના વિચારો સાથે સિદ્ધાંતને ભોગે તડજોડ કરવા તૈયાર થવું...ના, ના,

મારાથી એ તો નહિ જ બને, ભલે પૂર્ણિમા થોડો વખત રડી લે, એથી આપોઆપ એના મનને નિરાંત વળશે.'

પતિની આ પ્રકારની મૌનભરી તટસ્થતાને પૂર્ણિમાએ લાગણીવિહીન કઠોરતા માની લીધી, એથી એના દિલ પર વજ્રાઘાત થયો : એનાં આંસુ અટકી ને અદૃશ્ય થઇ ગયાં; આંખો ને બદલે હૈયું રોવા લાગ્યું.

અલ્પાવધિમાં એ શાંત બની ગઇ. શિરીષે તેથી સંતોષ માન્યો. પરંતુ પૂર્ણિમાના ઉર્મિલ હૈયામાં જ્વાલામુખી ધૂંધવાઇ ઉઠયો હતો. માનભંગ થયેલી પૂર્ણિમા મૌનપણે પથારીમાં પડી. બહારથી તે નિદ્રાવશ થયેલી દેખાતી હતી, છતાં એના હૈયામાં તુમુલ મચ્યું હતું. વિચારોની ભરતીથી એનું માથું ગરમ થઇ ગયું હતું.

શિરીષે એને શાંત સુતેલી જોઇ ત્યારે બે વિરોધી બળોની વચ્ચે ભીંસાઇ રહેલી પત્ની તરફ એને મમતા થઇ. પોતે માતા અને પત્નીની સામે થઇ રહ્યો છે એ વિચારોથી એનું દિલ દ્રવી રહ્યું. વિચારોને ચકડોળે ચડેલા શિરીષને નિદ્રા ન આવી. એના માનસપટ પર જીવનનાં અનેક ચિત્રો ઝબકી ઉઠયાં.

મીંચેલી આંખે એણે દૂરના ભૂતકાળનું ચિત્ર જોયું. તે પૂરો પાંચ વર્ષનો યે નહોતો ત્યારે એના પિતાનું અવસાન થયું હતું. એ વખતે શોકથી વિહ્વળ બનેલી માતા સામે નિરાધાર પોતાને બેઠેલો જોયો. બીજા ચિત્રમાં માતાને સાસરિયાંના ત્રાસના અગ્નિમાં સળગતી છતાં પુત્રને બચાવવા તરફડિયાં મારતી નિહાળી. વૈધવ્યદશામાં બાલપુત્રને ઉછેરવા જાત ઘસી નાખતી માડીનું ત્રીજું ચિત્ર જોયું. અસહાય છતાં હિંમતવાન, સ્વમાની છતાં સહુને રાજી રાખવાના પ્રયાસ કરતી, એકલે હાથે જીવનસંગ્રામ ખેલી રહેલી ગંભીર, ગમગીન, અકાળે પ્રૌઢ બની ગયેલ માતાની મૂર્તિનાં એણે દર્શન કર્યાં.

બીડેલા પોપચા નીચેની કીકીએ બીજું દૃશ્ય નિહાળ્યું. નાનકડું રેલ્વે સ્ટેશન, પોતે ટીકીટ લઇ માતાની જોડે બેઠો છે: માડીની આંખોમાંથી અશ્રુરૂપે વત્સલતા નીતરી રહી છે: માડી આશ્વાસન આપે છે: 'બેટા, તારા વિના મારાથી શી રીતે રહેવાશે? તને શહેરમાં ન ફાવે તો સીધો ઘેર ચાલી આવજે: જરાયે દુઃખ વેઠીશ નહિ.' એણે માડીનાં એ વચનો સાંભળી પોતાને રડતો જોયો...દોડતી ગાડીનો અવાજ એને કાને અથડાયો...એકદમ આંખ ઉઘડી ગઇ. એણે આસપાસ જોયું. પ્રણયની મૂર્તિ સમી પૂર્ણિમાને નિશ્ચેષ્ટ સૂતેલી એણે નિહાળી.

ઉજાગરાના શ્રમથી એનાં અંગાંગ કળતાં હતાં, એણે બગાસું ખાધું: સૂતાં સૂતાં આળસ મરડયું. ફરી વિચારોની ગાડી દોડવા લાગી:

'આવી મમતાળુ માડીની સામે હું થઇ રહ્યો છું? સિદ્ધાંતના અભિમાનમાં અનંત ઉપકારો કરી ઉછેરનારી માતાને હું શત્રુ માની રહ્યો છું! આ તે ડહાપણ કે મૂર્ખાઇ? હું જેને વૈજ્ઞાનિક વિચારશ્રેણી માની રહ્યો છું તે શું એક પ્રકારનો કેફ નથી? મારી જ વિચારણાઓના મિથ્યાભિમાનમાં તણાઇ, માતાના વિચારોની અવગણના કરવાનો મને શું હક છે? અમારા બેઉના વિચારોનો સમન્વય સાધી ન શકાય?...મા જેવી મા થઇને પુત્ર કરતાં રૂઢિને વધુ વહાલી ગણે, તો મારે મારા સિદ્ધાંતો ખાતર શા માટે ભોગ ન આપવો?...'

[ ૩ ]

'શિરીષ, મારૂં આટલું કહ્યું પણ નહિ માને?' પૂર્ણિમાના શબ્દો કાને અથડાયા ને શિરીષની વિચારગાડી એકાએક અટકી પડી.

શિરીષે પૂર્ણિમા તરફ જોયું. એ ઊંઘમાં જલ્પતી હતી. મૌનપણે તે સાંભળી રહ્યો.

'......ગમે તેવાં તો પણ એ તો બા, પૂજ્ય ને પવિત્ર, એમના શબ્દ સામે આટલો રોષ?...હું આમ્બા જવાની વાતો કરે

છે, મારુંય માનતો નથી, હું આટ આટલા કાલાવાલા કરું છું છતાં તારું દિલ પીગળતું નથી...આટ આટલું રડું છું છતાં એક અક્ષરે બોલતો નથી !...'

શિરીષ પથારીમાં બેઠો થઇને પૂર્ણિમા તરફ જોઇ રહ્યો : ભક્ત પ્રભુની પ્રતિમા સામે જુવે તે રીતે. એક વિપલ એને પોતાની સામે તિરસ્કાર થયો. 'હું આ શું કરી રહ્યો છું. પત્નીને આટલી દુઃખી કરું છું. મારા જવાથી માતાના જીવને પણ કેટલું દુઃખ થશે ?...પણ મારા સિદ્ધાંત ?...મારા સિદ્ધાંતનું શું ?... સિદ્ધાંતને ભોગે હું અહીં રહું ?...'

પૂર્ણિમાના ગળામાંથી ગૂંગળાતો અવાજ સંભળાયો, નાકમાંથી મહામુસીબતે ઉચ્છ્વાસ નીકળતો જોયો.

'એકાએક આને શું થયું ?' તે વિચારમાં પડી ગયો. અવાજ વધુ ઘોઘરો અને રાત્રિની શાંતિમાં ભયાનક લાગવા માંડયો.

શિરીષ ગભરાયો.

ફરીથી એણે ધારી ધારીને પૂર્ણિમા તરફ જોયું. પૃથ્વીના ખોળે સરિતા સુતી હોય એવી તે લાગતી હતી. સરિતાના પટ જેવાં એનાં વસ્ત્રો પલંગ પર પથરાઇ ગયાં હતાં.

તે ઉઠયો : બત્તીની વાટ સંકોરી દીવો મોટો કર્યો. પૂર્ણિમા હોશમાં ન હતી : બેભાન પડી હતી. એનું કપાળ અને માથું ધીકી રહ્યાં હતાં. તેણે એના હાથ પર હાથ મૂકયો. પોયણાં જેવા શીતળ એ હાથના પંજા બેવડ વળી ગયા હતા. એના હાથ ને પગ ખેંચાઇ રહ્યા હતા : કમળનાળ જેવી એની ડોક વાંકી વળી ગઇ હતી : એના દાંત ભીડાઇ ગયા હતા.

'આ શું થયું ? પૂર્ણિમા અમને છોડીને ચાલી કે શું ?'

ભયભીત બનેલા શિરીષના સર્વાંગમાં ભયની ધ્રૂજારી ફરી વળી. માતા તરફનો રોષ એકાએક ઓગળી ગયો. 'બા ! ઓ બા...!' એણે ચીસ પાડી.

'કેમ, ભા...ઇ...!' ઊંઘમાંથી ઝબકીને જાગેલી ગોદાવરી નીચેથી બોલી ઉઠી. 'શિરીષ, મને બોલાવી ?'

'હા, બા...!'

'કેમ, બેટા !'

'બા, જરા ઉપર આવો તો ?'

ગોદાવરી દોડતી ઉપર ગઈ.

ગોદાવરી, રશ્મિ અને શિરીષની સારવારથી પૂર્ણિમાને શાતા વળી, ત્યારે એનું ડીલ કળતું હતું.

'સૂઈ જા બેટા !' કહી ગોદાવરી શયનખંડમાંથી બહાર નીકળ્યાં ત્યારે એમણે શિરીષને કહ્યું: 'આંકડીના રોગનો આ પૂર્વારંભ કહેવાય હો !'

એકલા પડેલો શિરીષ અકળાયો. 'આને આ શું થયું ?...હું આ શું કરી રહ્યો છું ?...મારા સિદ્ધાંતનું શું થવા બેઠું !

દ્વિધામાં પડેલો શિરીષ કોઇપણ પ્રકારના નિર્ણય ઉપર આવી શકતો નહોતો; એથી તે વિશેષ અકળાયો.



# ૯ : પ્રયાણ

## [૧]

**શિરીષનાં મનોમંથન** ચકાવે ચડયાં હતાં: માતાના ક્ષણિક ગુસ્સામાં બોલાયલા શબ્દો ફરીફરીને એના માથામાં તપાવેલા લોખંડના ડામની માફક ચંપાતા હતા. એના એ જ વિચારોના સતત પીંજણથી એક દિવસમાં તો એને ઘર ને ગામ અકારાં થઈ પડયાં! છતાં અશાંત મનોદશાને લીધે એનાથી આખરી નિર્ણય કરી શકાયો નહિ.

એ વિચારતો: 'ગામ છોડીને જવું એટલે જૂનવાણી સમાજ આગળ પરાજિત થઈ કર્તવ્યક્ષેત્રમાંથી નાસી છૂટવું. જ્યાં કોઇ ઓળખે પિછાને નહિ અને ગમે તે રીતે રહેવા વર્તવાની બીનટોક સગવડ મળે એવા શહેરમાં જઇને રહેવું. એટલે તો સામાજિક ક્રાંતિના વિચારો પર છેવટનું પાણી મૂકવું? એઉ કાયરનો માર્ગ છે.' મન સાથે એવો નિર્ણય કરે ત્યાં વેગપૂર્વક બીજો વિચાર એ નિર્ણયને ધક્કો મારી આગળ ધસી આવ્યો:

'ગામમાં રહીને માતાથી જુદા રહેવું, સિદ્ધાંત પાલન માટે એ જ સાચો માર્ગ છે. પ્રહ્લાદે પ્રત્યેક નવજુવાનને પોતાના દૃષ્ટાંતથી રસ્તો દાખવ્યો છે...પણ પ્રહ્લાદનો યુગ જુદો હતો, આજના સ્થિતિ સંજોગ જુદા છે. બીજા યુવાનો મારું અનુકરણ કરે અને તેથી કારણે કે વિના કારણે ઘરઘરમાં ઝઘડા જામે! એથી તો સમાજ વિકાસને પંથે પળવાને બદલે વિનાશના વિકૃત માર્ગ તરફ વળી જાય!'

વિચારોના અરણ્યમાં એ અથડાઈ રહ્યો હતો ત્યાં એકાએક પૂર્ણિમાની ચિંતાએ આવીને મગજનો કબજો લીધો.

'ઘર મોરચાની અથડામણને જ કારણે એને આંકડીની વ્યાધિ ઉપડી આવીને? ગામમાં રહીને નવી અથડામણો ઊભી કરવા જતાં એનો રોગ વધી જશે તો?...ત્યારે કરવું શું?'

સમાજને સુધારાના માર્ગે દોરવા ઈચ્છતા શિરીષથી પોતે કયા માર્ગે જવું એનો નિર્ણય થઇ શકયો નહિ!

એની મનોમૂંઝવણ જાણી શું કરવું તે રશ્મિએ એને સમજાવ્યું: 'શિરીષ તું જેને સુધારણા કહે છે તેમાં ઘણી બાબતો અપેક્ષિત છે, એને નિરપેક્ષ માનવી એ જ ભ્રમણા છે. એ રીતે તું જેને સિદ્ધાંત કહીને મડાગાંઠની માફક વળગી રહેવા માગે છે તે ખરૂં જોતાં તો સાધન છે. સાધનની બાબતમાં હમેશાં સ્થળ, કાળ અને પરિસ્થિતિના પ્રમાણમાં તડજોડની નીતિ રાખવી જ પડે છે. નવજુવાનો જેને ઉન્નતિનો માર્ગ કહે છે, વૃદ્ધોને તેમાં જ અવનતિનો ભય દેખાય છે. તારી કલ્પના તો ધરમૂળની ક્રાંતિની છે, એનો વેગ એટલો ઝડપી છે કે બીજાઓને તેથી ચક્કર ચડી જાય; એથી વખત આવે નવજુવાનો પણ તારો સાથ છોડી દેવાના છે...'

'ત્યારે મારે કરવું શું?'

'નિશ્ચિત પ્રકારે વિચાર. પહેલાં તો તારા ચિત્તની અશાંતિ અને મનની વ્યગ્રતા દૂર કર. તે પછી વાસ્તવિક પરિસ્થિતિનું તટસ્થ દૃષ્ટિએ અવલોકન કર. તારા એકલાની ગમે તેટલી તાલાવેલી વ્યવહારમાં બહુ કામ આવવાની નથી...'

'એમ તો હજારો વર્ષ સુધી વિચારોની જ ઘાણીમાં ફરવાનું રહે!'

"તેમ પણ બને. હજારો વર્ષથી સમાજનું જે કલેવર બંધાયું છે એની વ્યવસ્થાને ધરમૂળથી પલટાવી નાખવી એ ખાવાના નહિ પણ ખાંડાના ખેલ છે. શિરીષ, પાનાંના મહેલ ઊભા કરવા જેવી એ સહેલી વાત નથી, એને માટે તો કદાચ વર્ષોનાં તિતિક્ષાભર્યાં તપ કરવાં પડે. જો સમાજની કાયાપલટ કરવી હોય, તો પહેલાં એના માનસમાં પરિવર્તન કરાવવું જોઈએ : એ કાર્ય ઓછું એકાદ બે પેઢીમાં બનવાનું હતું?'

'ત્યારે આપણે શું જીવનને મિથ્યા ગુમાવવું?'

'ના નિરાશ ન થવું તેમ ગુસ્સે પણ ન થવું. લોકસંગ્રહની કલ્યાણકારી ભાવનાથી, શુદ્ધ બુદ્ધિ અને વિશુદ્ધ સાધનોથી શકય તેટલા પ્રયત્ન કરવા. ફળને માટે આતુરતા ન રાખવી. કોઈપણ યજ્ઞ કાર્યમાં લોક કલ્યાણ માટે આગેવાનોને તો પોતાનો અને પોતાનાંઓનો ભોગ આપવો પડે છે. બીજાઓને સુખ સગવડથી જીવવાની તક મળે તે સારૂ પોતે દુ:ખ અને અગવડ વેઠવા તૈયાર થવું જોઈએ છે. એવાઓનાં તપ, કષ્ટ, વેદનાઓ અફળ જતાં નથી, એમનાં સમણાં કોઈ ને કોઈ દિવસ સાચાં નિવડે છે. શિરીષ, આ દુનિયામાં ઘણા માનવીઓ પોતાના યુગ કરતાં વિશેષ પ્રગતિમાન વિચારો કરી શકે તેવા હોય છે, તેમણે પોતાના વિચારો જનતા સમક્ષ મૂકવા જોઈએ; પણ એને આચારમાં મૂકી શકવા માટે વાસ્તવિક ભૂમિકા તૈયાર થાય નહિ ત્યાંસુધી એણે કર્તવ્ય કરવાનું ચાલુ રાખી, શાંતિથી થોભવું પડે છે. ઉતાવળથી બાવરા બને તેમનાથી લોકકલ્યાણનાં કામ કરી શકતાં નથી.'

રશ્મિની વાત સમજવા જેવી લાગી, છતાં શિરીષનું હઠીલું મન માતાના શબ્દોને પડકાર માનતાં અટકતું નહોતું.

'રશ્મિ તારી વાત સાચી, પણ આનો વિરોધ તો...'

'શિરીષ, એકની એક વાતને તું આમ જળોની માફક વળગી રહીશ તો તારે બીજાં બધાંયે કામને જતાં જ કરવાં પડશે. છતાં માની લે કે બાએ વિરોધ કર્યો, એમની સામે તું પણ વિરોધ કરવા તૈયાર થયો, તેમાંથી તણખા ખરવાના કે કંઈ બીજું ? એથી બાનો વિરોધ શાંત થવાને બદલે વિશેષ ઉગ્ર બનશે. એ માર્ગ રાજસી છે, તલવારનો છે, હિંસાનો છે અને તેથી વિનાશનો છે. જેને સમાજને સુધારવો છે તેણે તો સાત્ત્વિકવૃત્તિથી સમજાવટ, સમાધાનનો રચનાત્મક માર્ગ સ્વીકારવો જોઈએ.'

'રશ્મિ, તારી વાત ખરી છે. પણ જો બા જેવી બા જ ઊઠીને મારા વિચારોનો વિરોધ કરે તો...'

'શિરીષ, તને તારી વિચારણાઓ માટે જ મમત્વ છે, બીજાઓનો વિચાર કરવા જેટલી સહિષ્ણુતા તું બતાવતો નથી: માટે જ તારી વિચારણાઓ મુક્તિનો માર્ગ મટી બંધનનો માર્ગ બની ગઈ છે. કોઈપણ વસ્તુનો આગ્રહભર્યો ઘમંડ એ જ એના વિનાશનું કારણ બને છે. શિરીષ, મા એ તો મા જ છે. ભલે એ સંતાનોના નગુણા વાંકને પણ કદિ ન ભૂલે, છતાં એમના હજારો ગુનાઓની માફી આપવા જેટલી તે ઉદાર અને ક્ષમાશીલ હોય છે.'

'રશ્મિ, એ બધું હું જાણું છું, પણ મા જેવી મા વૃદ્ધ અવસ્થાએ પણ, પોતાના રૂઢિચુસ્ત વિચારો જતા કરવાને બદલે એકના એક દીકરાને જતો કરવા તૈયાર થાય, અને મારા જેવો નવજુવાન માનો વિચાર કરી પોતાના સિદ્ધાંતોને જતા કરવા જેટલો હૈયાદુબળો બને, તો તો મારી જુવાની જ લાજે ને, મારી સિદ્ધાંત ભક્તિ જ શરમાય ને ? હું પણ એ જ માનો દીકરો છું, એટલે માડીની કુખ ન લજાવવી હોય તો મારે મારી વિચારણાઓનું, નિદાન માતાના જેટલી મક્કમતા અને ત્યાગવૃત્તિથી સંરક્ષણ કરવું જ જોઈએ."

શિરીષની આ પ્રકારની મક્કમતા જોઇ રશ્મિએ વચલો રસ્તો શોધી કાઢ્યો. 'હાલ તુરત તારે કોઈ રીતે ઉતાવળા થવું નહિ. બે–ચાર દિવસ પછી મારી સાથે ફરવા આવતાં હો તેમ તારે ને પૂર્ણિમાબ્હેને મુંબઇ આવવું. તે પછી શું કરવું તે એકાદ બે મહિના પછી નક્કી કરીશું.'

શિરીષને એ વાત ગમી.

બે દિવસ પછી શિરીષ અને પૂર્ણિમાએ રશ્મિ સાથે મુંબઈ તરફ પ્રયાણ કર્યું, ત્યારે પુત્રને ઘરમાંથી ચાલી જવાની ધમકી આપ્યાની વાત પણ ગોદાવરીના સ્મરણમાં રહી નહોતી.

[ ૨ ]

સમાજસુધારાનો આદર્શ વ્યવહારમાં ઉતારવો એ અતિ કપરું કામ છે એ વાતનો શિરીષને સ્વાનુભવ થયો એટલે મુંબઈ ગયા પછી પણ આદર્શ અને વ્યવહારનો સમન્વય કેમ કરીને સાધવો એ બાબતમાં એ નિરંતર વિચારો કર્યા કરતો.

'રાજકીય લડત સામાજિક સુધારાની લડત કરતાં વિશેષ સારી.' રશ્મિને ઘેર મિત્રો સાથે ચર્ચા ચાલતાં શિરીષે કહ્યું.

'ગુલામો માટે બધી જ લડતો મુશ્કેલ હોય છે, કેમ કે બીકું માનસના ગુલામી મનોદશાવાળા માનવીઓ જાતે જ પોતાની મુક્તિના માર્ગમાં વિઘ્નો ઊભાં કરે છે.' એક મિત્રે દલીલ કરી.

બીજો બોલી ઊઠ્યો: 'એટલે પહેલો ઘા રાજકીય ગુલામી પર કરવાની જરૂર છે. મુલકની મુકમ્મલ આઝાદી આગળ કોઇ પણ પ્રકારની ગુલામી ટકી શકતી નથી. તેથી સામાજિક સુધારાની લડત પાછળ સમય, શક્તિ ને બુદ્ધિ બગાડવાની જ જરૂર મને તો લાગતી નથી.'

'શું એ બાબત ઓછી અગત્યની લાગે છે?' શિરીષે પૂછયું.

'રાજકીય અને આર્થિક ગુલામીની જંજીરો સાથે સરખાવતાં સામાજિક રૂઢિની શૃંખલાઓ અતિ ગૌણ ગણાય. પરંતુ શિરીષ, તું મને જરા એ સમજાવીશ ખરો કે સામાજિક સુધારાનો અમલ કરાવવાની કોઈ સક્રિય યોજનાનો તને ખ્યાલ છે ખરો?'

શિરીષ પાસે એવી કોઇ યોજના હતી જ નહિ. એણે જરા વિચાર કરીને કહ્યું: 'સામાજિક બાબતમાં તો એવી કોઇ એકધારી સક્રિય યોજના સંભવિત નથી. એ તો જેના મનને ખટકે તે રૂઢિની ગુલામીનો સામનો કરે.'

'એટલે એના વિચારોનો જ પ્રચાર કરી શકાય એમજ ને?'

'એથી કોઇ કોઈ સામાજિક બંડખોર તૈયાર થાય...'

'છતાં એવા એકલદોકલ બંડખોરને જૂનવાણી વિચારવાળાઓ એકલો પાડી દઇ, સમાજનું ગાડું જૂના ચીલે ચલાવે રાખે છે અને તેઓ ફાવે છે, એ આજ સુધીનો અનુભવ છે.'

'માટે જ એમની સામે ઉગ્ર વિરોધ થવાની જરૂર છે.'

'જ્યાં સુધી આપણે રાજકીય ક્ષેત્રમાં પરાધીન છીએ ત્યાં સુધી એવો વિરોધ સંભવિત જ નથી; એનું અસરકારક પરિણામ પણ આવી શકે એ શકય નથી; માટે શિરીષ, અત્યારે તો હરેક સમજદાર નવજુવાને સામાજિક બાબતને ગૌણ માની રાજકીય ગુલામી ચાલુ હોય ત્યાં સુધી ઘરઘરમાં આગ ફેલાવતી સામાજિક સુધારાની લડત ઉપાડવાની જરૂર નથી. કેમકે એથી આપસઆપસમાં ફાટફૂટ ઊભી થાય અને મુલ્કની મુકમ્મલ આઝાદી ઘેર કરવા માટે વાપરવી જોઇતી શકિત ઘરઘરના મોરચા પર અથડાઈ કુટાઇ છિન્નભિન્ન થઈ જાય. એથી તો મુલ્કની આઝાદીના દુશ્મનને જ લાભ થવાનો.'

શિરીષ સમાજસુધારાની ધૂનમાં તણાતો હતો એટલે, એણે

રાષ્ટ્ર અને સમાજના હિતાહિતનો તુલનાત્મક રીતે કદી ગંભીરભાવે વિચાર કર્યો જ નહોતો. મુલ્કનું હિત સર્વોપરી કે સમાજનું ? દેશ ગુલામીમાં સડતો હોય ત્યાં સુધી જ્ઞાતિઓ સામાજિક સુધારા માટે તૈયાર થવા જેટલી તાકાત કેળવી શકશે ખરી ? એવી તાકાત જીર્ણ-શીર્ણ બની ગયેલી જ્ઞાતિઓ બતાવે એ પ્રકારનો કોઇ અદ્ભુત ચમત્કાર થાય, છતાં મુલ્કને પરાધીન બનાવી રાખનાર ત્રીજી સત્તા, સામાજિક સુધારણાના એ વહેણને પોતાના સ્વાર્થ ખાતર રોકી નહિ દે, એની ખાત્રી કોણ આપી શકે તેમ છે ? પોતાની જ જન્મભૂમિમાં જે માનવીઓ પારકી ગુલામીની જંજીરો પહેરીને ફરતા હોય, તેમનામાં સમાજની રૂઢિ શૃંખલાઓ તોડી નાખવા જેટલી સરફરોશીની તમન્નાભરી તાકાત ક્યાંથી ખીલી શકે ? એ વિચારો એને રશ્મિના મહેમાન બન્યા પછી જ થવા લાગ્યા ?

'ત્યારે આજ સુધી મેં જે કંઈ કર્યું તે બધું નકામું ?' એને વિચાર થયો. તેનો જવાબ એની જ બુદ્ધિએ આપ્યો: 'ભલા માણસ, તેં શું કર્યું છે ? માત્ર વાતો, ભાષણો, ચર્ચાઓ અને લેખો સિવાય વ્યવહારમાં ઉતરી ઊંડાં મૂળ નાખે એવું તારે હાથે કયું કામ થયું ?' એના જ દિલમાંથી વળી શંકા ઉભી થઇ: 'ત્યારે માતાની સાથે ઘર્ષણ થયું તે પણ નકામું ?' બુદ્ધિએ કહી નાખ્યું: 'નકામું કશુંજ નથી. લોકકલ્યાણની શુદ્ધ બુદ્ધિથી કરાયેલું એક પણ કાર્ય નકામું જતું નથી. ઘરના મોરચાના યુદ્ધમાં માતા, પિતા, બંધુ, ભગિની, સ્વજનો તેમ સન્મિત્રોની સામે લડવાની પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે, પરંતુ સમાજસુધારાની લડતમાં આવી ઘરઘરની આગો સળગી ઉઠે છે, તો પણ એમાં કુધારાઓ કે કુરૂઢિઓ બળીને ખાખ થતી નથી; એટલે શક્ય તેટલા પ્રચારથી જ એમાં સંતોષ માની, સુયોગ્ય સમયે એનાં ફળ આવે, ત્યાં સુધી એ પ્રકારના સ્થિતિ સંજોગો ઊભા કરવા માટે આશાવાદી બનીને મથવું જ જોઇએ.'

આ પ્રકારના મનોમંથનોથી વ્યાકુળ બની ગયેલો શિરીષ માર્ગ-દર્શન માટે અધીર બની આતુર ભાવે શોધ કરી રહ્યો હતો. તેવામાં એક દિવસ ' નૂતન સમાજ ' અખબારનો અંક એના હાથમાં આવી ગયો. એ પત્ર જૂનવાણી સમાજ—વ્યવસ્થામાં ધરમૂળની ક્રાંતિ કરાવવાનું વ્રત લઇને જ બેઠું છે, એમ શિરીષને એના વાંચનથી લાગ્યું

' આવાં વર્તમાનપત્રો દ્વારા લોકકલ્યાણનો માર્ગ વિશેષ સરળ થઇ પડે.' એણે રશ્મિને કહ્યું.

' તને એમ લાગતું હોય તો ' નૂતન સમાજ 'ના તંત્રી મંડળમાં જોડાઈ જા, એના તંત્રી અને માલિક પિનાકીન પંડયા સાથે મારા એક મિત્રને સારો સંબંધ છે. એ બહાને તને મુંબઇમાં રહેવાનું પણ ફાવશે.' રશ્મિએ એને આશ્વાસન આપ્યું.

' જો એ યોજના થઇ શકતી હોય તો, મને તે ઠીક અનુકૂળ થઇ પડશે. મને જે વિષય પ્રિય છે તે જ આ પત્રનો આદર્શ છે: મારી અને આ ' નૂતન સમાજ ' ની વિચારશ્રેણી મળતી આવે છે. રશ્મિ ! તારા સ્નેહીની સાથે મને એના તંત્રી સાથે મળવાની સગવડ કરી આપ.' શિરીષે આગ્રહ કર્યો.

' ભલે, મને કંઇ વાંધો નથી. લોકકલ્યાણની ભાવનાવાળાઓ માટે પત્રકારત્વ એ સારામાં સારૂં ક્ષેત્ર છે.'

' મારે એ જ ક્ષેત્રમાં હવે પ્રવેશવું છે.'

' આવતી જ કાલે હું સુવદનને કહી, પિનાકીન સાથે તારી મુલાકાતની ગોઠવણ કરાવી આપુ"

' રશ્મિ તરફથી એ આશ્વાસન વચનો સાંભળી શિરીષના મનને શાંતિ વળી.

❧

## ૧૦ : પિનાકીન

### [ ૧ ]

'**નૂતન સમાજ**' નો તંત્રી પિનાકીન પંડયા પ્રખર સમાજ સુધારક તરીકે પંકાયેલો હતો. પોતાના અખબારનો માલિક હોવાથી, અને માલિકનાં આર્થિક હિતોની ખાતર, બીજાઓની માલિકીનાં અખબારોમાં પગારદાર તંત્રી તરીકે કામ કરનારા તંત્રીઓની માફક લખતી વખતે પોતાના મનોભાવ સાથે તડજોડ કરવી પડતી નહોતી, એવું એના સબંધમાં કહેવાતું.

શિરીષને પિનાકીનનો પ્રત્યક્ષ પરિચય થયો, તે પહેલાં સુવદને આ બધી વાતોથી એને પરોક્ષ પરિચય કરાવી દીધો હતો. એટલે પિનાકીન જેવા લબ્ધપ્રતિષ્ઠ સુધારક તંત્રીના મકાનમાં પગ મૂકતી વખતે જ તેનું હ્રદય અનુભવાર્થી ભક્ત જેવું બની ગયું હતું.

સુવદને પિનાકીન સાથે શિરીષનો પરિચય કરાવતાં કહ્યું : 'મારા આ જુવાન મિત્ર સમાજસુધારાની તમારી ધગશથી મુગ્ધ બની ગયા છે.'

વદનને આછા સ્મિતથી પુલકિત બનાવતાં પિનાકીને મૂર્તિમંત નમ્રતા બોલતી હોય તેવે ભાવે કહ્યું : 'ઉપકાર, પરંતુ મારામાં એવું કંઈ જ નથી. મારા સંબંધમાં એવા અભિપ્રાય બાંધી લેશો તો કદાચ પાછળથી તમારે નિરાશ થવું પડશે. હું પણ અનેક ત્રુટીઓથી ભરેલો માનવી જ છું.'

' આપનો એ ઉદારતાભર્યો વિનય જ છે. બાકી તો સામાજિક સુધારાના ક્ષેત્રમાં બુદ્ધિ–શક્તિ અનુસાર કાર્ય કરતા મારા જેવા અનેક છૂટાછવાયા નવજુવાનોના આપ તો સ્વાભાવિક નેતા છો. એ બધા છૂટા છૂટા મણકાઓને સંગઠનના એક સૂત્રે બાંધી આપ એ માળાના મેરૂ બનો ! '

' ભાઈ શિરીષ, તમારો ઉત્સાહ પ્રશંસનીય છે, તમારો આટલો ઉમંગ જોઈ મને આનંદ થાય છે. પરંતુ બીજા ધામધૂમિયા માણસોની માફક મને નેતાગિરીનો મોહ નથી. હું તો જે બને તે નમ્ર સેવા મારા ' નૂતન સમાજ ' મારફત કરે જાઉં છું.' મુરબ્બીવટભર્યા ભાવ સાથે પિનાકીને કહ્યું

એના જેવા મોટા માનવીની આટલી બધી નમ્રતા જોઈ શિરીષના દિલમાં એના સંબંધમાં જન્મેલી માનની ભાવનામાં વધારો થયો. ' આવા પુરૂષનો સાથ મળે તો પછી સમાજસુધારાઓનું મુશ્કેલ કામ પણ સરળ બની જાય.' મનમાં ને મનમાં તે આશાના મિનારા ચણવા લાગ્યો.

એણે સબહુમાન કહ્યું: 'છતાં આપના જેવા પીઢ, વ્યવહારૂ અને નીડર ગૃહસ્થ તરફથી યુવાનોને માર્ગદર્શનની અતિ ઘણી જરૂર છે.'

' ભાઇ, સુવદને મને તમારો સહેજ પરિચય કરાવ્યો છે, તે પરથી હું જાણી શકયો છું કે, તમે સારા વક્તા તેમ લેખક છો. એટલે તમે જો મારા મદદગાર બનો તો હું ઘણો જ ખુશી થઇશ. તમારા જેવા ઉગતા જુવાનોને આગળ પાડવા હું તો હમેશાં આતુર છું. પરંતુ મોટે ભાગે આપણા જુવાનો આરંભશૂરા હોય છે...'

' શિરીષનો ઉત્સાહ તો અદમ્ય છે.' સુવદને કહ્યું.

' હું મારાથી બને તેટલી સેવા આપવા તૈયાર છું.' શિરીષ નમ્રભાવે બોલ્યો.

'ઘણું જ સરસ' એમ કહી, પિનાકીને જરા ગંભીર બનીને બોલવા માંડયું: 'આપણું પત્ર કંઇ નફો કરતું નથી. વ્યાપારી દૃષ્ટિએ હું આ છાપું ચલાવતો પણ નથી. 'નૂતન સમાજ' ધ્યેયલક્ષી અને પ્રચારક પત્ર છે, એટલે ખરી રીતે તો એ ખોટનો જ ધંધો છે. પણ મને એક જાતની ધૂન છે. બીજા ધનવાનો ઈસ્પિતાલો કાઢે છે, ધર્મ-શાળાઓ બાંધે છે, સદાવ્રતો કે શિષ્યવૃત્તિઓ આપે છે, તો હું આ ધૂનની પાછળ પૈસા વેડફું છું. વ્યાપારી ગુજરાતીઓ મને મૂરખ કહીને હસે છે, પણ મને એ ગમે છે...'

'આપનું કાર્ય તો જનકલ્યાણનું છે...'

'છતાં આપણા લોકોમાં એ વસ્તુ પારખવાની સભાનવૃત્તિ ઉગી નથી, ત્યાં સુધી મારા જેવા ધૂનીઓને પૈસો ને પ્રતિષ્ઠા બેઉ ગુમાવવાં પડે છે. ઉપરાંત અત્યારની સામાજિક વ્યવસ્થાથી જેમને પુષ્કળ લાભ છે, એવા સ્થાપિત હિતવાળા જૂનવાણી ચૌદશિયાઓની દુશ્મનાવટ થાય તે વધારેમાં! છતાં તમારા જેવા મદદગારો મળી જાય તો આપણું પ્રચાર કાર્ય વિશેષ વેગવાન બની શકે.'

'જો તમારી ઇચ્છા હોય તો અમે શિરીષને આગ્રહ કરીને મુંબઇમાં રાખીએ અને એ તમારા પત્રના તંત્રીમંડળમાં જોડાય, પછી?' સુવદને નિખાલસ ભાવે કહ્યું.

ખોટ ખાવાની વાતોનો નિરંતર પ્રચાર કરતો હોવા છતાં પિનાકીન, જેમાંથી કોઇ પણ જાતનો લાભ થતો ન હોય એવું એક પણ કામ કરતો નહિ. એટલે લાભની ગણતરીથી વિશેષ ગંભીર બનીને તે બોલ્યો: 'જુઓને મિ. સુવદન! હમણાં તો અમારે ત્યાં તંત્રી ખાતામાં જોઇએ તે કરતાં વિશેષ માણસો છે, એટલે માણસની જરૂર તો નથી જ...'

'તો પછી આપના જેવા પુરુષને નાહકની તકલીફ આપવાની જરૂર નથી.' શિરીષે પિનાકીનની વાત સાચી માનીને સરળભાવે કહ્યું.

સુવદન પિનાકીનના સ્વભાવથી બરાબર પરિચિત હતો એટલે એ માત્ર મૌન ભાવે બેસી જ રહ્યો.

'ના, ના, એમ કંઇ નથી.' હાથમાં આવેલો લાભ સરકી જશે એમ જોઇને પિનાકીન બોલી ઉઠ્યો. 'તમારા જેવા મદદગાર મળી જતા હોય, તો તકલીફ વેઠીને પણ હું મારી ઓફિસમાં સગવડ કરું. જુઓને મિ. શિરીષ, આ કામ તો અંગત ધગશનું છે. એવા માણસો મને મળતા નથી. કેટલાક તો ભાડૂતી જેવા માણસો મારે ત્યાં છે. તેઓ છાપાની ઓફિસને પિનાકીન તરફથી ચાલતી પાંજરાપોળ માનીને વેઠ ઉતારે છે! જો સારા માણસો મળતા હોય તો એ બધા ભાતખાઉઓને હું રજા આપી દઉં...'

'પણ મારી ખાતર...'

'એમ નહિ, મિ. શિરીષ! તમે મારું કહેવું બરાબર સમજ્યા નહિ. વાત એમ છે કે, ગુજરાતીઓમાં જે અક્કલવાળા હોય તેઓ તો વ્યાપાર ઉદ્યોગમાં જ પડવાના. એટલે બીજી ત્રીજી પંક્તિના માણસો આ લાઇનમાં આવે. તેમાં તમારા જેવી સાચી ધગશવાળા ઓછા! એ બધા ભાડૂતી માણસો ઘડિયાળ સામે જોઇને કામ કરવાના! એમને કંઇ સમાજસુધારાની ધગશ નહિ તો! કેવળ પૈસાની ખાતર એ લોકો કામ કરનારા, એટલે મને રાજી રાખવા માટે જ લખે, સમજ્યાને?'

'જો એમ જ હોય અને મને 'નૂતન સમાજ' દ્વારા સમાજસુધારાના વિચારોનો પ્રચાર કરવાની તક મળે, તો હું મારાથી બનતું બધું એ કરીશ.'

'એ તો તમને જોયા ત્યારથી જ મારી ખાત્રી થઇ ગઇ છે. પરંતુ મિ. શિરીષ, તમારા મનને પાછળથી કોઇ પ્રકારનો અંદેશો ન રહે તેથી, મારે એક વાતથી અગાઉથી ચોખવટ કરી લેવી જોઇએ કે, 'નૂતન સમાજ' તો મારે માટે ખોટનો ધંધો છે:' એટલે તમારે પણ અમુક અંશે તો એને માટે ભોગ આપવો પડશે. આપણી ઓફિસ ભારે પગાર આપી શકે તેમ નથી. હા, તમને લોકકલ્યાણના આદર્શથી સેવા કરવાની પૂરેપૂરી તક મળશે.'

'મારે એવી તક જ જોઇએ છે.' શિરીષે આત્મસંતોષ સાથે કહ્યું.

એ ઊઠતા હતા ત્યારે પિનાકીને એમને ચા પીવા માટે આગ્રહ કરીને રોકયા. ચા પીતાં પીતાં એણે શિરીષનો પરિચય એનાં પત્ની વિશાખા અને પુત્રિ રોહિણી સાથે કરાવ્યો.

છૂટા પડતી વખતે વિશાખાએ વિવેક કર્યો: 'શિરીષકુમાર! કદી કદી અહીં આવતા રહેજો.'

'જરૂર: આભાર આપનો.' શિરીષે વિનયથી કહ્યું. અપરિચિત માનવીઓમાં વિશેષ બોલવાની એને ટેવ નહોતી.

મુંબઇ આવ્યા પછી શિરીષ તે દિવસે જ ઉલ્લાસમાં આવ્યો.

## [ ૨ ]

શિરીષે 'નૂતન સમાજ'માં અદમ્ય ઉત્સાહથી કાર્ય શરૂ કર્યું. એના પ્રત્યેક લેખમાં આત્માનો નિચોડ ઉતરતો. પિનાકીન કહેતો તેમ એ ભાડૂતી લહિયો નહોતો, એ સિદ્ધાંત ભક્તિની ધૂન માટે કામ કરતો. ચોવીસે કલાક એ 'નૂતન સમાજ' માટે વિચારો કરતો. લેખોના સંબંધમાં એ હમેશાં કહેતો: "જો આપણી પાસે જનતાને આપવા માટે કંઇ સંદેશ હોય તો જ કલમ પકડવી, તે સિવાય નહિ. જેમાંથી

વાચકને નિદાન એકાદ વિચાર બિંદુ લાધે એ જ લખાણ જીવંત અને કામનું; બાકીનાં બધાં નિષ્પ્રાણ અને નિરર્થક. કેવળ મનરંજન કરાવે, માનવીમાં મિથ્યા કૌતુહલ જગાડે કે હૈયાની પોચી લાગણીઓને પંપાળી ચળ ઊભી કરે એ લખાણ નકામાં: એવાં લખાણો લોકનું કલ્યાણ ન કરતાં એમનું અભદ્ર જ કરે છે.'

'નૂતનસમાજ'માં જોડાયા પછી શિરીષે કેટલાંક પ્રચારલક્ષી નવાં આકર્ષણો શરૂ કર્યાં હતાં, તે લોકપ્રિય થયાં હતાં. એ સામાજિક સુધારા માટે યોજના પૂર્વકના રચનાત્મક વિચારો રજુ કરતી વિવિધ લેખમાળાઓ આપતો. એથી 'નૂતનસમાજ' નો વાચક સમુદાય વધવા લાગ્યો હતો.

શિરીષ પિનાકીન માટે આર્થિક નજરે ઉપયોગી થઇ પડયો: તેમ એના પોતાના જીવનને કાર્ય કરવાનું નવું ક્ષેત્ર મળવાથી નવોત્સાહ પ્રાપ્ત થયો, તેથી માડીના મહેણાનો ઘા ધીરેધીરે રૂઝાવા લાગ્યો: સાથે સાથે ઘર લડાઇની ચિંતાઓ પણ ધીરેધીરે ઘટવા માંડી.

પિનાકીન પોતાના સ્વાર્થના જ માપે દુનિયાની હરેક વસ્તુઓને માપતો. એનાં મૂલ્યાંકનની રીતો જુદી જ હતી. પત્ની અને પુત્રીનો પણ આર્થિક લાભાલાભની દષ્ટિએ જ માપ મૂકતો.

શરૂઆતમાં શિરીષ સાથેનો કબાલો એને ફાયદાકારક જણાયો. આદર્શઘેલા શિરીષે ભોગ આપવાના પિનાકીનની ઊર્મિઓને પંપાળનારી વાતોથી મોહ પામી યોગ્યતા કરતાં પણ ઓછા દરમાયાથી નોકરી સ્વીકારી હતી, છતાં પોતાના પ્રિય વિષયના પ્રચારની ખાતર ગમે તેટલા કલાક કામ કરવું પડે તો પણ હસતે વદને અને વિના આનાકાનીએ કરતો.

પિનાકીન એની કક્ષાનો સામાન્ય માનવી નહોતો. એ અસામાન્ય માનવીનાં લાભ હાનિનાં તોલ-માપ પણ અસામાન્ય હતાં. આત્મલક્ષી

દૃષ્ટિએ એ થોડા જ દિવસમાં વિચારવા લાગ્યો: 'શિરીષ આદર્શઘેલો હોઇ વેદિયો છે: એ ઓછા પગારે વધારે કામ આપે છેઃ એના લેખોથી અને પત્રકારત્વની કલાથી મને સારા જેવો અર્થલાભ થઇ રહ્યો છેઃ એ બધું ખરૂં; પણ ખુદ શિરીષને એથી પ્રતિષ્ઠાની નજરે પારાવાર લાભ પ્રાપ્ત થાય છે. એની એ પ્રતિષ્ઠાની મૂડી જેમ જેમ વધતી જશે, તેમ તેમ એને એનો લોભ લાગશે, એ બહારનાં કામોમાં વધુ રોકાતો જશે, તેટલે અંશે 'નૂતનસમાજ'નું કામ ઓછું કરશે, એથી લાંબે ગાળે મને ગેરલાભ જ થવાનો.'

એથી પિનાકીને થોડા જ સમયમાં એની સાથેના વર્તનમાં, સ્વાર્થની રમતની નવી જ ચાલ ગોઠવવા માંડી. શિરીષ જેવા સ્વાધીન માનસના આદર્શઘેલા યુવાનને નિર્બંધ રીતે કાર્ય કરવાને સારૂ જે તક અને અનુકૂળતા જોઇએ, તેમાં એણે નાનાં નાનાં વિઘ્નો મૂકવાનો આરંભ કર્યો. શિરીષના લેખોથી આકર્ષાઇને અનેક ઉત્સાહી યુવક યુવતિઓ એને મળવા, એની સાથે વાતો અને ચર્ચા કરવા, એની પાસેથી માર્ગદર્શન મેળવવા આવતાં, બીજા સંખ્યાબંધ માણસો એને જુદાં જુદાં મંડળો સમક્ષ વ્યાખ્યાનો આપવાનાં નિમંત્રણો આપવા આવતા; પિનાકીનને એ પસંદ નહોતું. એણે પોતાની એ નાપસંદગી બતાવવા શિરીષ સમજી શકે એ પ્રકારનાં નાનાં મોટાં નખરાં ને એને જ શક્ય તેવા લાક્ષણિક ચાળા શરૂ કર્યા!

એક પ્રસંગે એણે કહ્યું પણ ખરૂં કે; 'મિ. શિરીષ, તમે હજુ જુવાન છો: દુનિયાનો તમને ઝાઝો અનુભવ નથી, એટલે તમને મારા અનુભવમાંથી જડેલું સત્ય સમજાવવું પડે છે: તે એ કે, જો તમારે પત્રકાર તરીકે પવિત્ર જીવન ગાળી, લોકકલ્યાણ સાધવું હોય, તો લોકોના સંપર્કમાં બહુ આવવું નહિ. સાચો પત્રકાર ન્યાયાધીશની માફક, ન્યાયી રીતે, તટસ્થ ભાવે જગતને જોઇ સમજી લોકોને એમના કલ્યાણને પંથે દોરે છે. જો પત્રકાર જનતાના સંપર્કમાં આવે તો તે

થોડે કે વધતે અંશે એક અથવા તો બીજાનો પક્ષકાર બની જ જાય, પછી તે નિષ્પક્ષ દોરવણી આપી શકતો નથી. હું તો તમારા હિતની વાત કરું છું.'

'આપનો આભાર. હું હવેથી એ જ પ્રમાણે વર્તવાની કાળજી રાખીશ.' શિરીષ નિખાલસ ભાવે બોલ્યો. કેમકે તે પિનાકીનને મહાન વિચારક, ધુરંધર સુધારક, પ્રામાણિક સમાજહિતચિંતક માનતો હતો.

શિરીષ જેવા ભોળા આદર્શઘેલા યુવકોનું શોષણ કરવાની કળામાં પિનાકીન પાવરધો હતો. એ રમતની એક ચાલ તરીકે એણે શિરીષને પોતાને ત્યાં બે ત્રણ વખત ચા પીવા આમંત્ર્યો હતો.

શિરીષની ઉગતી પ્રતિષ્ઠાને ચીમળાવી નાખી, એના લક્ષને પોતાની જ તરફ ખેંચી રાખવા માટે એને એટલું માન આપવાની પિનાકીનને જરૂર લાગી.

ચા પીતાં પીતાં આજે વિશાખાએ કહ્યું : 'શિરીષ, તમારા લેખ ઘણા જ સારા આવે છે : મને તો એ બહુ જ ગમે છે.'

'તો સારું. મને એથી સંતોષ થયો.' શિરીષે વિવેકભરી નમ્રતાથી કહ્યું.

'એ પણ કહે છે કે,' આપણા વાંચકવર્ગમાં શિરીષના લેખોનું આકર્ષણ સહુ કરતાં વિશેષ છે! મારો અંગત અભિપ્રાય પણ એવો જ છે.'

'મારે તો તે માટે પિનાકીનભાઈનો જ આભાર માનવાનો છે. કેમકે મારા એ પ્રિય વિષયના પ્રચાર માટે એમણે મને તક આપી છે...'

'...એમાં ક્યાં આપણો પોતાનો સ્વાર્થ છે?' પિનાકીને બાહ્યવિવેક બતાવ્યો. એમ કરવામાં એનો હેતુ વિશાખાની વાતને અટકાવવાનો હતો. એને વિશાખાનું એ 'વધુ પડતું ડહાપણ' અકારું લાગ્યું હતું!

શિરીષના ગયા પછી પિનાકીન ફરી ઉઠયો: ‘સ્ત્રીઓએ ધંધાના કામમાં વિના સમજે માથાં મારવાં એ ખોટું છે. ગમે તેની સાથે, ગમે તેમ બોલી નાખવું એ ઠીક નહિ.’

‘પણ શિરીષના લેખોની તો તમે જ મારી આગળ અનેક વખતે પ્રશંસા કરી છે, એ વાત કહેવામાં મેં ખોટું શું કર્યું? ઉલટો એથી એનો કામ કરવાનો ઉમંગ વધે.’

‘ના, ઘટે. તમે એ સમજો નહિ.’

‘પણ તમે જ એને ચા પીવા નોંતર્યો ત્યારે તો એવી ગણતરી રાખી હતીને કે...’

‘મારે તારી એ બધી વાતો સાંભળવી નથી. હું એ બધું જાણું છું. ખાનગીમાં થયેલી વાતો તેં એને કહી, એટલે એને મન પોતાની કિંમત વધી જશે અને થોડા દિવસમાં પગારમાં વધારો માગશે.’

‘શિરીષ એ પ્રકારનો દેખાતો નથી!’

‘તમે સ્ત્રીઓ એવી બાબતમાં ન સમજો.’

‘કેમ અમારામાં એટલીએ અક્કલ નહિ હોય!’

‘ના. મને સ્ત્રીઓની બુદ્ધિ માટે જરાયે માન નથી.’

‘ત્યારે પછી તમારા છાપાંઓમાં સ્ત્રીઓની પ્રશંસાના લેખો શીદ લખો છો, અને સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયત કરનારાં ભાષણો શા માટે કરો છો?’.

‘ધંધાની ખાતરઃ તમારાં સહુનાં પેટ માટે! બાકી હું તો માનું છું કે સ્ત્રીઓ સ્વતંત્રતા માટે લાયક છે પણ નહિ ને થવાની પણ નથી.’

‘આ તો અંગ્રેજો હિંદીઓને સ્વરાજ નહિ આપવા માટે કરે છે એવી વાતો...’

'બરાબર છે. એ લોકો કહે છે તે સાચું છે.'

'આ તમે જ બોલો છો ?' વિશાખાને આશ્ચર્ય થયું.

'હા, હા, હું પિનાકીન પંડયા જાતે બોલું છું. આ દેશમાં અંગ્રેજો છે તે જ સારૂં છે. આપણા લોકની પાસે રાજતંત્ર આવે તો મામા માશીનાઓનાં ઘર ભરે !'

'તો પછી તમે એ વાત જાહેરમાં કેમ કહેતા નથી ?'

'ધંધાની ખાતર ! પેટ કે લીએ ! વિશાખા, પેટકે લીએ ! દુનિયાને સાચી વાત સાંભળવી ગમતી નથી. એને જો ઝૂકવું જ છે, તો એને હું નહિ ને મારો ભાઇ ઝૂકાવશેઃ તો પછી મારે જ એનો લાભ શા માટે ન લેવો ? એથી પૈસો ને પ્રતિષ્ઠા બેઉ મળે...'

'એનું નામ દંભ–આડંબર...

'જોઇ તને મોટી નીતિવાળાની ડાંહ્યી ?'

ત્યારે સનાતનીઓને તમે દંભ કરનારા કેમ કહો છો ?'

'સુધારાવાળાઓ તેથી રાજી થાય એટલા માટે ?'

'તમારી આ વલણ સમજી શકાતી નથી.'

'તે નહિ સમજવામાં જ માલ છે!'

'એટલું તો હું યે સમજું છું.'

'તો પછી આ માથાફોડ શા માટે ?'

'મને લાગ્યું કે તમે હવે કંઇક સુધર્યા હશો ?'

'એ જ તારી ભ્રમણા...જીવનમાં વિના ડરે મેં અનેક પાપ કર્યાં છે, પરંતુ સુધરવાનું પાપ મારાથી કદી થશે નહિ, કેમકે મને એનો ડર લાગે છે.'

'તમારા કહેવાથી જ મેં શિરીષને ચા પીવાનું આમંત્રણ આપ્યું......'

'પરંતુ એની સાથે આમ વાતો કરવાનું મેં તને કયે દહાડે કહ્યું હતું?'

'એટલે ?...'

'એટલે એ જ કે મારી બાયડી બીજા કોઇ ભાયડાઓ જોડે વિના કારણની વાતો કરે તે મને જરાએ પસંદ નથી.'

'ત્યારે તો તમારે પારકાં છોકરાંને જતી કરવાં છે, એમજને?'

'હા, હા...અને એમ કરીને જ મારે તાગડધિન્ના કરવા છે, બોલ...'

'હું તમારી નફ્ટાઇને ક્યાં નથી જાણતી?'

'વિશાખા! બસ કર...'

'શા માટે? એ નફ્ટાઇએ તો મારો ભોગ લીધો છે! તમારાથી હું ડરી જાઉં તેમ નથી, સમજ્યા! દાયણ પાસે તમે ક્યાં સુધી પેટ છૂપાવી શકવાના હતા?'

વિશાખાએ આંખ ફેરવી એટલે પિનાકીન ઢીલો પડયો! છતાં એ મનમાં ને મનમાં તો ક્યાં સુધી ફફડતો રહયો!

[ ૩ ]

પિનાકીને વિશાખાને કેટલાંક વર્ષ પહેલાં ભોળવી, પટાવીને ફસાવી હતી. તે આપખુદ અને ક્રોધી હોઇ ઘણી વખત પત્ની ઉપર ગુસ્સે થતો. વિશાખા એવે વખતે સ્ત્રી સહજ સ્વભાવ પ્રમાણે નમ્ર બની તકરારના મૂળને દાટી દેતી, પણ પતિ હદ વટાવી જાય ત્યારે એ લાલ આંખ કરી એનાં પુરાણાં પાપનું સ્મરણ કરાવતી ત્યારે તે ઢીલો પડી જતો!

બાલ્યાવસ્થામાં જ એનાં માતા પિતા પ્લેગમાં મરી ગયાં અને કાકાએ પારાકા છોકરાને ઉછેરવાનો બોજો માતે ઉંચકવાને બદલે એને

અનાથાશ્રમમાં ધકેલી દઈ વડીલ ધર્મનું પાલન કર્યું ! અનાથાશ્રમમાં રહીને તે મેટ્રિક થયો : સાથે સાથે બીજાઓના સંસર્ગથી બેવકુફ દુનિયાને વધુ બેવકુફ બનાવવાના પાઠ પણ શીખ્યો ! વ્યાપારી પેઢીમાં નોકરી કરતાં એકાકી જીવનની નિરસતાના નિવારણ માટે તે સમાજ સુધારામાં રસ લેતો થયો ! ચાલાક પિનાકીન ધીરે ધીરે એ મંડળનો મંત્રી થયો. સ્વજન વિહોણા યુવાન પિનાકીનને એ લાભનો ધંધો જણાયો. મંત્રીપદને લીધે અનેક પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષો સાથે એને પરિચય થતો, જાહેર જીવનનો અનુભવ મળતો, તેમ અખબારી મંડળોમાં ઓળખાણો થતી.

એ મંત્રી હતો તે વખતે એક યુવાન વિધવા સમાજ સુધારક મંડળ પાસે કોઇકની ભલામણથી મદદ માગવા આવી. ઉજળિયાત કોમની એ બાળવિધવાને એના જ શ્વસુરપક્ષના એક વાસના ભૂખ્યા વડીલે હેરાન કરવાની યુક્તિ શરૂ કરી હતી. તેમાંથી બચવા એ નાઠી અને કોઇકની સલાહથી સુધારક મંડળને આશરે આવી. એ મદદના ઉપકાર નીચે દબાએલી તે વિધવાનું પિનાકીને જ બલિદાન લીધું ! જ્ઞાતિમાંથી એને કોઈ કન્યા આપે તેમ નહોતું અને એના હાથમાં ફસાયા પછી એ વિધવા માટે આત્મહત્યા વિના બીજો કોઈ ઉગારવાનો ઉપાય રહ્યો નહોતો : એટલે પિનાકીને એને પરણી જવાનો તરણોપાય બતાવ્યો ! પોતાના છૂપા પાપ પર પ્રકટ પડદો ઢાંકવા એની સાથે સુધારાના નામ નીચે પુનર્લગ્ન કરી, સમાજસુધારકોમાં તેમ વર્તમાનપત્રોમાં વાહવાહ કહેવડાવી ! એ બાળવિધવા તે જ પિનાકીનની પત્ની વિશાખા અને લગ્ન પહેલાંની એની વાસનાનું ફળ તે એની પુત્રી રોહિણી !

ચાલાક પિનાકીન પછી તો સીફતથી પોતાનું પોલું ઢોલ વગાડતો જ ગયો. લાગ જોઈ એણે જીવનની દિશા બદલી. સમાજ સુધારાના નામે 'નૂતન સમાજ' શરૂ કરી, ઉધાર નાણાંની મદદથી

નાનકડું છાપખાનું કાઢ્યું. એ ક્ષેત્રમાં પણ એની ચાલાકી ઝળકી નીકળી. એ જ વર્ષમાં જાહેર સેવાના સ્વાંગ નીચે એણે પોતાના અખબારને લિમિટેડ કંપનીમાં ફેરવી નાખી, 'ગુડવીલ' ને નામે તેમ છાપખાનાની કિંમત તરીકે એ કંપની પાસેથી સારી જેવી રકમ મેળવવા ઉપરાંત, એ ભંડોળિયા કંપનીના 'મેનેજીંગ ડાયરેક્ટર' તરીકે પણ સંગીન રકમનો પુરસ્કાર પ્રાપ્ત કરવા માંડયો. ઘણાઓની મૂડીની સંસ્થા પર એ રીતે એણે સરમુખત્યારી સ્થાપી દીધી!

પોતાની આવી નીતિ રીતિને લીધે, તે જગતના તમામ માનવીઓને સ્વાર્થી તેમ અપ્રમાણિક માની કોઈનો વિશ્વાસ ન કરતાં, સહુની સામે શંકા રાખતો. ઠગ અને મૂર્ખાઓથી ભરેલા વિચિત્ર વિશ્વમાં વિનામૂડીએ, આપ-ચાલાકીથી આટલો ફાવવાને લીધે તે સકળ વિશ્વમાં પોતાને જ ચાલાક, અક્કલવાળો, હોશિયાર માની, સહુને ભોટ ધારી, દુનિયાભરના એ ભોટ માનવીઓ તરફ તે મૂગો તિરસ્કાર બતાવતો.

સુધારાવાદના મોહક આકર્ષણની મધલાળથી પિનાકીને પોતાની સંસ્થાની ડાયરેક્ટર બોર્ડમાં શ્રીમંત પિતાના ઓછી અક્કલના નબીરાઓને ગોઠવ્યા હતા. પાછળથી એ બીનવ્યવહારૂ ધનાઢ્ય જુવાનોને એક કે બીજી રીતે આડા અવળા ફસાવી, તેમની આબરૂ સાચવવાને બહાને એમને ડાયરેક્ટર પદથી દૂર કરી, ભંડોળિયા કંપની સમેટી લઈ, પોતાની ચાલબાજીથી 'નૂતન સમાજ' સંસ્થાનો એકલો માલિક બની બેઠો હતો!

પોતાની હોશિયારીમાં આમ અજબ શ્રદ્ધા રાખનાર પિનાકીને શિરીષની બુદ્ધિ-શક્તિના વ્યવસ્થિત શોષણનાં જે છૂપાં ષડયંત્રો મનમાં ગોઠવી રાખ્યાં હતાં, તેમાં વિશાખા શિરીષનો પક્ષ લઈને

વિઘ્ન નાખે છે, એમ માની તેણે શિરીષ તરફ ધુર્યાં અને શંકાથી સાવધાનીભરી ચોકી કરવા માંડી. થોડા જ સમયમાં શિરીષે 'નૂતન સમાજ'ને પૈસો તેમ પ્રતિષ્ઠાની બાબતમાં જે મોટો લાભ કરી આપ્યો હતો, તે જોતાં એને એકાએક નોકરી પરથી દૂર કરવો એ પોતાને જ નુકસાનકારક લાગતું હતું: ઉપરાંત તેથી વેર લેવાની એની બીજી મહત્ત્વાકાંક્ષા ફળે તેમ નહોતું; એટલે એણે શિરીષને બદનામ બનાવીને નોકરી પરથી હાંકી કાઢવાની, પોતાને પ્રિય એવી ચાલબાજી શરૂ કરી.

પહેલાં તે શિરીષને નિર્બંધ રીતે કામ કરવા દેતો, હવે તેણે, એના કામમાં વારંવાર નાની મોટી ડખલો ઊભી કરવા માંડી. પોતે શેઠ છે: સર્વસત્તાધિકારી છે: શિરીષ એનો નોકર છે: નોકર હોઈ એની તમામ આજ્ઞાઓ પાળવાને બંધાયેલો છે; પોતે શ્રીમંત છે તેથી જ શિરીષ જેવા બુદ્ધિમાન જુવાનોને નોકરી રાખી એમની ઉપર મહેરબાની બતાવી શકે છે: એને ત્યાં જે નોકરી કરે તે ઓછી અક્કલવાળો જ હોવો જોઈએ, અપ્રમાણિક તેમ ભાડુતી જ હોવો જોઈએ: એ પ્રકારની પરોક્ષ અપરોક્ષ વાતો કરવા માંડી તેમ તોછડું વર્તન બતાવવાનો આરંભ કર્યો!

આગલી સંધ્યાએ શિરીષે મુંબઈના એક સુવિખ્યાત મંડળમાં, પ્રતિષ્ઠિત શ્રોતૃમંડળ સમક્ષ 'લગ્ન: એક સનાતન સમસ્યા' એ વિષય ઉપર વિચારપ્રેરક અને વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. આજનાં તમામ અખબારોમાં એનો વિગતવાર વૃત્તાંત પ્રસિદ્ધ થવા ઉપરાંત, તેની ઉપર શહેરનાં લગભગ તમામ દૈનિકપત્રોએ તંત્રી લેખ લખ્યા હતા.

શિરીષ કાર્યાલયમાં આવ્યો કે તુરત પિનાકીન એની બેઠકના ખંડમાં આવ્યો અને વદન પર હાસ્યને રમતું મૂકીને, અંદર પ્રવેશતાં જ બોલ્યો:

'મિ. શિરીષકુમાર, મારાં તમને દિલભર અભિનંદન!'

'આપનો અતિ આભાર!' શિરીષે અખબારો તરફથી દૃષ્ટિ પાછી વાળી પિનાકીન તરફ જોઈને કહ્યું.

'તમારૂં ભાષણ ખરેખર સુંદર છે: મને એ ઘણુંજ ગમ્યું.' વાત કરતાં તે એની પાસે આવીને બેઠો.

'આપની આગળ તો હું હજુ શિખાઉ વિદ્યાર્થી છું.'

'નૂતન સમાજ' કાર્યાલયના એક માણસની બહાર આટલી કદર થાય તે આપણી સંસ્થાને તો ગૌરવ લેવા જેવું છે...'

શિરીષે નમ્રતાથી મસ્તક નમાવ્યું.

'...છતાં એક બાબતમાં મારે તમારૂં ધ્યાન ખેંચવાનું છે. ઘણા દિવસ પહેલાં મારે તમને કહેવું હતું પણ ભૂલી જવાતું હતું.' પિનાકીન ધીરે ધીરે ગંભીરતા ધારણ કરતો હતો. એવા અભિનયમાં તે સિદ્ધહસ્ત હતો.

'આપ જે કહેશો તે મારા હિતનું જ હશે.'

'જરૂર. જુઓને, મારા જેવો બીજો કોઈ મૂરખ આખા હિંદુસ્તાનમાં તમને શોધ્યો ખોળ્યો પણ નહિ મળે. નહિ તો વળી પૈસો ને પ્રતિષ્ઠાના ભોગે આવાં છાપાં કાઢવાનો ધંધો તે કોઈ કરે ખરો?...'

જ્યારે કોઈની સામે આક્ષેપનું અસ્ત્ર ઉગામવું હોય, ત્યારે પિનાકીન આ જ રીતે ઉપોદ્ઘાતથી પૂર્વભૂમિકા તૈયાર કરતો.

'જુઓને, હું તો પ્રચારક છું. પ્રચારક છાપાંનો ધંધો એ તો ઘરખોયો છે. પણ મને તો એ ટેવ પડી! તમે આપણા અખબારમાં રહીને બહાર પ્રતિષ્ઠા મેળવો તેથી હું કંઈ નાખુશ નથી; પણ મને

તો તમારે સારૂ ચિંતા થાય છે. મિ. શિરીષ, માણસ તે આખરે માણસ છે: કંઇ લોઢા લાકડાનું યંત્ર નથી; એટલે તમે આવાં જાહેર કાર્યો પાછળ જેટલો વખત ગાળો, તેટલો માનસિક શ્રમ વિશેષ પડે...'

'આપણા ધ્યેયની ખાતર...'

'...એ બધું ખરૂં. પણ મિ. શિરીષ, થાકેલો માનવી બુદ્ધિનું બહુ કામ કરી શકે નહિ.'

શિરીષ એ વાત સાંભળીને ચમક્યો. એ 'નૂતનસમાજ' ની પાછળ રાત્રિ દિવસ જોયા વિના તન–મન ઘસી નાખતો હતો એની કદર કરવાને બદલે આ રીતે પિનાકીન તેના પ્રામાણિકપણા ઉપર ઘા કરી રહ્યો હતો. તે બધું સહન કરી શકતો, પણ એના પ્રામાણિકપણા ઉપર કોઇ શંકા ઉઠાવે તે એ વેઠી શકતો નહિ.

'એટલે?' શિરીષના એ શબ્દ પાછળ એના મનોમંથનનો જુસ્સો ઝળકતો હતો. 'તમે એમ તો કહેવા ઇચ્છતા નથી ને કે હું આપણે ત્યાં ઓછું કામ...'

'મિ. શિરીષ!' પિનાકીન વચ્ચે જ બોલી ઊઠયો, 'તમે નાહકના આકળા ન થાઓ. હું કંઇ તમને જ કહેતો નથી. આ તો સામાન્ય વાત છે. તમે જ આવું કરો છો એવું મારૂં કહેવું નથી, પણ...'

બાકીના શબ્દો પિનાકીન ગળી ગયો. પોતાના સ્વાર્થને કારણે બીજાની ઉપર સીધા ઘા કરવા જતાં પકડાઈ જાય ત્યારે તે એમજ કરતો.

'તમે જાણો છો કે, સામાજિક સુધારો એ મારો આદર્શ છે: એથી તો હું અહીં થોડે પગારે...'

'...અને મેં તો એ સુધારાની ધૂન પાછળ લાખ્ખો રૂપીઆની હોળી કરી છે...'

'તેથી જ હું કાર્યાલયના કામ ઉપરાંત બહારની દુનિયામાં એનો પ્રચાર કરું તેથી તો તમારે ખુશ થવું જોઈએ: કેમકે તમે તો પ્રચારક છો...'

'તે હું કંઈ નાખુશ થતો નથી. માત્ર તમારી તરફની અંગત મમતાને લીધે મને તમારી તંદુરસ્તીની ચિંતા રહે એ સ્વાભાવિક છે. તેથી તમારે માઠું લગાડવાનું નથી. અહીં તો સહુ શેઠ છે: હું જ માત્ર સહુનો નોકર છું...સમજ્યાને...'

એમ ખાંચા ખાતાં ખાતાં બોલી પિનાકીન લુચ્ચું હાસ્ય હસ્યો! જ્યારે તેની સીધી હાર થાય ત્યારે તે એવી જ રીતે હસતો.

શિરીષ વિશેષ બોલ્યો નહિ. છતાં 'આખી દુનિયા આવી સ્વાર્થી હશે?' એ પ્રશ્ન વારંવાર એના દિલમાં ડોકિયાં કરવા લાગ્યો.



## ૧૯ : મહાગાંઠ

[ ૧ ]

મુંબઈ આવ્યો ત્યારથી જ શિરીષે માતાને પત્ર લખવાનું મૂકી દીધું હતું : ગામના સ્નેહી–સાથીઓ પણ સિદ્ધાંતની અસિધાર પર ચાલવાના સમયે મોળી માટીના નીવડ્યા હતા, તેથી એમને ય ભૂલી જવાનો એણે મન સાથે ઘાટ ઘડી રાખ્યો હતો.

મુંબઈમાં રશ્મિ અને સુવદન સિવાય બીજા જે કોઈને મળતો, તે ' નૂતન સમાજ 'ના કાર્યના એક ભાગ તરીકે જ.

એ ખૂબ વાંચતો, વિચારતો અને એનો પરિપાક પોતાના અખબારી પાત્રમાં નૈવેદ્ય રૂપે પીરસીને સંતોષ માનતો.

' સમસ્ત હિંદને બંધનમાં જકડી લેનાર રૂઢિઓ તરફની આપણી અંધભક્તિ છે : એ રૂઢિઓનું રક્ષણ કરનાર જ્ઞાતિઓની સંસ્થા છે : માટે જ જ્ઞાતિ સંસ્થાઓના મૂળમાં સુરંગ મૂકવી જોઈએ. તે વિના આ દેશના કરોડો માનવીઓનો જયવારો નથી.'

એ વિચારો એના માથામાં સદોદિત ઘોળાતા. વિચારો પાછળ ભાવનાનું પીઠબળ હતું. ઇચ્છાશક્તિની પણ ખામી નહોતી; પરંતુ એ પરિણામકારક કેમ નિવડે, ઇચ્છાઓ વ્યવહારમાં સફળ કેમ કરીને થાય, એ માટેનો સ્પષ્ટ ખ્યાલ એને સૂઝતો નહોતો.

એ માર્ગ શોધતો ઘણીવાર કલાકો સુધી ટેબલ પર કોણીના પાયા પર, હાથના સ્થંભે, પંજાના ટેકે માથું ગોઠવીને બેસી રહેતો ! વિચારોની આ મથામણમાં ગૂંચવાઈ ગયો હોય ત્યારે આખી રાત એને ઊંઘ આવતી નહિ.

પૂર્ણિમાને તેથી ઘણી વખત ચિંતા થતી. કોઈ કોઈ વખતે રાતે તે જાગી જાય અને પથારીમાં શિરીષને ન જુવે ત્યારે ગભરાઈ જતી. શિરીષ ત્યારે ટેબલ આગળ બેઠાં બેઠાં કંઈ લખતો વાંચતો હોય, કે બે હાથ વચ્ચે માથું ટેકવી વિચારમાં ડૂબી ગયો હોય, પૂર્ણિમા એને શોધતી ત્યાં આવતી અને એને સમજાવી પટાવીને સુવડાવતી !

પિનાકીને એને જાહેરજીવનમાં ભાગ લેતાં અટકાવવાની દાનતથી ટીકા કરી, તે રાતે શિરીષ વિચારોના મંથનમાં સપડાઈ જાગતો બેસી રહ્યો હતો.

બીજે દિવસે રશ્મિ અને સુવદન મળવા આવ્યા ત્યારે પૂર્ણિમાએ, હસતાં હસતાં આગલી રાતના જાગરણનો કિસ્સો સંભળાવીને કહ્યું : 'જો તમે તમારા આ મિત્રને નહિ વારો તો એકાદ દિવસ એમનું માથું ચસકી જવાનો મને ભય લાગે છે !'

'પૂર્ણિમા બહેન, તમે જરાપણ ગભરાતાં નહિ.' રશ્મિએ એને વિનોદી આશ્વાસન આપતાં કહ્યું. 'શિરીષ જેવા માનવીના જીવનમાં મનોમંથનના કેટલાક સંક્રાંતિકાળ આવે છે. જ્યારે ઈશ્વર, શાસ્ત્ર, ધર્મ, પ્રણાલિકા, નીતિ, સંસ્કાર સહુમાંથી માનવીની આસ્થા ઊઠી જાય, ત્યારે તે શંકાઓથી ભરેલા પ્રશ્નાર્થોના જંગલમાં પ્રવેશ કરે છે. શિરીષ આજે એ પ્રદેશનો યાત્રાળુ બન્યો છે.'

'અને એ સ્થિતિમાં ઘણા માણસો સાધુ-સંન્યાસી બની જાય છે !' સુવદને ટાપસી પૂરી.

'એટલે શું હું ભગવાં પહેરી, ભિક્ષા માગતો થઇ સમાજને બોજારૂપ બનીશ, એમ તું માને છે?' શિરીષે ટોળનું ટોળ કર્યું.

'એમાં માનવા જેવું છે જ શું? એ તો હકીકતનો વિષય છે. આજકાલ કેટલા બધા શિક્ષિત ગુર્જરો પાંડેચેરી જાય છે? એ બધા જ એક દિવસ રાજકીય કે સામાજીક ક્રાંતિના ભક્તો હતા!'

'નિરાશ ક્રાંતિકાર હમેશાં આધ્યાત્મવાદ તરફ વળે છે!' રશ્મિએ ટકોર કરી. પછી પૂર્ણિમા તરફ જોઇને બોલ્યો: 'છતાં એથી તમારે જરાયે ડરવાનું નથી. એ નવા યુગનો સાધુ બનશે તો તમને ય સાથે જ રાખશે.'

'પૂર્ણિમાબહેનની ઇચ્છા નહોય તોપણ?' સુવદને પૂછ્યું.

'તોપણ. એ તો બધા નવાજુગના ક્રાંતિકારી સાધુ ખરાને?'

'રશ્મિ! તને તો બધા જ ઉદ્દામો દંભી દેખાય છે!' શિરીષે મીઠો રોષ કર્યો.

'ના. અવ્યવહારૂ કે ઉત્સાહના અતિરેકિયા! જો તને એ શબ્દો ગમતા ન હોય તો અશક્ય આદર્શના ધૂની કહું. ટોલ્સ્ટોયના આખરી જીવનનું નાટક તો તેં વાંચ્યું છે ને? એ તને બહુ જ ગમ્યું છે. તેમાં એ ભલા માણસે બતાવ્યું છે કે, જીવનના તમામ આદર્શો ભાગ્યે જ ફળે છેઃ તેથી આદર્શની પાછળ ઘેલા થનારાઓને અંતે નિરાશ થવું પડે છે. એ રીતે નિરાશાવાદી બનેલા આદર્શના ધૂનીઓ અંતે આધ્યાત્મવાદમાં આશ્વાસન શોધવા મથે છે!'

'રશ્મિ! માનવીની એ મર્યાદા છે. છતાં તેથી ડરીને કોઇએ પણ હાથમાં લીધેલું કામ અધવચ્ચેથી પડતું મૂકવું ન જોઇએ. આપણા ભર્તૃહરિએ ટોલ્સ્ટોયનીએ અનેક સદીઓ પહેલાં એ બાબતમાં ભારતવાસીઓને ચેતવ્યા જ છે.'

'પૂર્ણિમાબહેન, હવે તમારે ગભરાવાની જરૂર નથી. શિરીષ બીજું બધું યે થશે...'

'...પણ ગાંડો તો નહિ જ થાય!' રશ્મિના વાક્યને વચ્ચેથી જ ઉંચકી લઇને શિરીષે કહ્યું.

ત્યારે પૂર્ણિમાના મુખમાંથી સ્મિતની ફૂલકળિયો વેરાઇ ગઇ.

[ ૨ ].

'ઑફિસમાં બધું બરાબર ચાલે છે ને?' એક દિવસ મળવા આવેલા સુવદને સાહજિક પૂછ્યું.

શિરીષ ઑફિસની બાતમીઓ ઘરમાં કે મિત્રોમાં પ્રકટ કરતો નહિ.

'ચાલે છે.' એણે ટૂંકામાં પતાવ્યું.

'પિનાકીન સાથે કામ કરતાં ફાવે છે કે નહિ?'

'કામ કરતાં મને તો ફાવે છે...'

'ત્યારે?'

'એમને મારા કામથી અસંતોષ થયો લાગે છે.' શિરીષથી મનનો ઉભરો ઠલવાઇ ગયો.

'તારૂં કામ એને ઓછું લાગે છે?'

'ના. પણ એમના પ્રિય વિષયનો બહાર પ્રચાર કરવા માટે હું વધારાનું કામ કરૂં તે એમને પસંદ નથી. એ માને છે કે હું સુધારકમંડળ સમક્ષ વ્યાખ્યાન આપું તેથી કામ કરવાની શક્તિ ઓછી થાય!'

'પિનાકીનભાઇની વાત ખરી છે. માનવી કંઇ યંત્ર નથી.' પૂર્ણિમાએ પૂરી વાતથી વાકેફ ન હોવા છતાં પતિ તરફના પ્રેમથી પ્રેરાઇ, પોતાના મનમાં ઘોળાઇ રહેલાં વચનો બોલી બતાવ્યાં.

'માનવી માત્ર યંત્ર હોત તો વધારે સારું! કેમકે આજકાલના શ્રીમંતો જીવતાં માનવી કરતાં જડયંત્રોને વધુ મહત્તા આપે છે.' સુવદને હસતાં હસતાં કહ્યું.

એ બન્નેની વાતને મળતા થતાં શિરીષે કહ્યું: 'માનવી પણ આખરે તો યંત્ર જ છે. પણ બુદ્ધિવાળું! એટલે જ મૂડીવાદી માલિકોને એવાં માનવયંત્રો ગમતાં નથી. બુદ્ધિ વિનાનાં જડયંત્રો એમને વધુ નફો અપાવે છે, માટે જ મૂડીવાદીઓએ માનવીનાં મૂલ્ય યંત્રો કરતાં ઓછાં આંકવા માંડયાં છે...'

'એવાં યંત્રો જ દુનિયામાં ન હોવાં જોઇએ.'

'ના. પૂર્ણિમા! એને બદલે એમ કહે કે યંત્રો માનવીનાં દાસ બનવાં જોઇએ; માલિક નહિ!' શિરીષે કહ્યું

'સુવદનભાઇ, હમણાં વળી કોઇક લાંબાં જુલ્ફાંવાળાઓ આવે છે, ત્યારથી આ મૂડીવાદ વિરોધની નવી ધૂન લાગી છે. તમે એમને કહો કે એ શરીર ન બગાડે. નહિ તો ભલું અમારું ગામ ને ઘર. હું એમને લઇને મારે ઘેર જઇશ.'

'જજે તો ખરી! ત્યાં તને કોણ પેસવા દે છે? માજીએ જાકારો દીધો છે એ ખબર નથી?'

'વળી પાછી એની એ વાત! બા છે, એ તો ઘરડાં માનવી; ગમે તેમ બોલે, એનો તે ધોખો હોય?'

'સિદ્ધાંતની સામે ન થાય ત્યાંસુધી વડીલ માત્ર પૂજ્ય: એનો વિરોધ કરે એટલે દુશ્મન...'

'શિરીષ...!'

'સુવદન! રશ્મિ બધું જાણે છે. મારું તો એ જીવનસૂત્ર છે.' શિરીષ વચ્ચે જ બોલી ઊઠયો—જરા ગુસ્સાથી.

'શિરીષ, બધી જ બાબતને એક જ પ્રકારની વ્યાખ્યા લાગુ કરી શકાતી નથી. વિવેકાવિવેકની તેથી જ જરૂર છે. કાલે ઉઠીને પિનાકીન તને કંઇ કહેશે...'

'અને તે મારા સિદ્ધાંતનો વિરોધ કરનાર હશે તો હું એનો વિરોધ કરીશ.'

'બા અને પિનાકીન સરખા ?' પૂર્ણિમાએ પૂછ્યું.

'સિદ્ધાંતની શત્રુવટ ગમે તે કરતાં હોય, મારી દૃષ્ટિએ સહુ સરખાં જ. માતા જો પોતાના આદર્શની ખાતર પુત્રની સાથે અથડામણમાં આવવાનો પોતાનો ધર્મ માને, તો પુત્રે જનુનીને પગલે ચાલતાં શા સારૂ ડરવું જોઇએ ? આદર્શની ખાતર મોંઘામાં મોંઘી વસ્તુનું બલિદાન આપવાની ઉત્કટ ભાવના જ્યારે માનવી કેળવશે, ત્યારે જ દુનિયામાં કોઈ જાતનાં દુઃખ નહિ રહે.'

'માત્ર એ આદર્શ કર્તવ્યમાં ઉતરેલો હોવો જોઇએ; કેવળ શબ્દો પૂરતો નહિ. જે આદર્શ માનવીના પોતાના જીવનના અનુભવ સાથે સંબંધ ધરાવતો ન હોય અને જે આદર્શને ફળવંતો બનાવવાની માનવીની તાકાત નહોય, તે આદર્શ ભાર રૂપ નિવડે છે અને એવા આદર્શ પાછળ આંધળા થનારા કોઇનું યે હિત સાધી શકતા નથી.

'સુવદન, તારી એ વાત ખરી છે. અત્યારે મારા મનની અકળામણો આદર્શને કર્તવ્યમાં મૂકવાનો માર્ગ શોધવા પૂરતી જ વધી રહી છે.'

'એટલે તારી કલ્પનાનો આદર્શ હજુ અનિશ્ચિતતાના ધુમ્મસ પાછળ દટાઈ રહ્યો છે, એમજ ને ?'

'ભલે તું એમ કહે. પરંતુ એક દિવસ એ ધુમ્મસને મારી તિતિક્ષાનો સૂરજ હાંકી કાઢયા વિના નહિ જ રહે.'

'તે પહેલાં સાધુ કે દીવાનો ના બનતો.'

સુવદન એમ કહીને હસ્યો: એના પડઘાથી વાતાવરણ ભરાઇ ગયું.

[ ૩ ]

ગોદાવરીના વત્સલ હ્રદય પર રૂઢિરક્ષક મનોદશાએ વિજય મેળવ્યો હતો. શિરીષના માનીપણાને એ બરાબર સમજતી હતી. રશ્મિ સાથે મુંબઇ ગયા પછી એનો એક પણ પત્ર આવ્યો નહિ, એટલે 'શિરીષને મારી વાતોથી માઠું લાગ્યું એટલે જ તે બાયડીને લઇને ચાલ્યો ગયો' એવી એના મનને ખાત્રી થઇ, છતાં રૂઢિરક્ષક માતૃત્વે એની પરવા કરી નહિ. ઉલટું એણે વિચાર્યું: 'મેં એમાં એને કહ્યું છે શું, કે જેથી એને આટલું બધું લાગી આવે?...ગમે તેમ તો પણ હું એની મા છું: વડીલ છું. એણે માતાની શિખામણ માનવી જ જોઇતી હતી; તેને બદલે, ભાઈને આટલું બધું માઠું લાગ્યું! કંઇ નહિ!... આવા છોકરાઓ માનાં શાં દળદર ફેડવાના હતા?'

શરૂ શરૂમાં તો ગોદાવરીએ પુત્રની સામે આવા ઊભરા ઠાલવી, પોતાના રોષને સતેજ રાખ્યો. એ રોષને લીધે દીકરાને માઠું લાગે એવાં કારણોની બીજી બાજુનો એમને વિચાર જ થયો નહિ.

પણ દિવસો પછી અઠવાડિયાં, પખવાડિયાં અને મહિનાઓ પસાર થવા છતાં પુત્ર તરફથી એક પણ પત્ર આવ્યો નહિ. ત્યારે વત્સલ માતાનો ગુસ્સો ધીરે ધીરે નરમ પડીને પીગળતો ગયો: રૂઢિરક્ષકતાનું બળ ધીરે ધીરે ઘટતું ગયું: નિર્મળ માતૃત્વની દબાએલી લાગણીઓ ધીરે ધીરે બળવત્તર બનતી ગઇ. માડીના હૈયામાંથી પુત્ર-પ્રેમનું પાતાળસ્પર્શી ઝરણ એક વખત વહેવા માંડ્યું, પછી એને વિશ્વનું કોઇપણ બળ અટકાવી શકતું નથી.

'મારો શિરીષ ક્યાં હશે, કેવો હશે, એ શું કરતો હશે, એની તબિયત કેવી હશે?' એ પ્રશ્નપરંપરા પછી તો સતત એમના હૈયામાં

ધોળાવા લાગી. પરંતુ એનો ઉત્તર આપનાર કોઈ હતું નહિ. મનમાં જ ઊઠીને કૂવાની છાંયડીની માફક મનમાં જ સમાઈ જતી એ પ્રશ્નપરંપરાએ માજીના દિલને અકળાવી મૂક્યું.

'છોકરો કદીયે કાગળ નહિ લખે તો,...ગુસ્સાનો માર્યો એ ફરીથી ઘેર જ નહિ આવે તો?...હું એનું મોઢું ફરીથી જોઈ નહિ શકું?'

માતૃહૃદયની વાલસોઈ ગુહામાંથી પળેપળે એ જ શબ્દો વળી વળીને ગર્જી ઊઠતા, અને પર્વતમાળાઓની પોલી ગુહામાંથી માનવ પોકારનો પ્રતિધ્વનિ સંભળાય તેમ, શિરીષ વિહોણા ખાલીખમ લાગતા શૂન્ય ઘરમાંથી એમને કાને પોતાના જ શબ્દોના તેમ નિશ્વાસના પડઘા પડવા લાગ્યા.

એ પડઘાની ભૂતાવળ ગોદાવરીને ડરાવવા લાગી. 'એ ઘેર નહિ આવે...એનું મોઢું ફરીથી જોઈ નહિ શકું!' એ શબ્દો ગોદાવરીને કાને પ્રતિધ્વનિ રૂપે અથડાતા અને એની વત્સલતા આંખોને રસ્તે માર્ગ કરી કરીને વહેવા લાગતી.

દુનિયાના તમામ ભયોનું મૂળસ્થાન માનવીનું પોતાનું જ મન છે. શિરીષને ગયે જેમ જેમ વધુ દિવસ જવા લાગ્યા, તેમ તેમ માડીના મનમાંથી પુત્ર માટે અનેક અમંગળ શંકાઓ ઊઠી ઊઠીને એને વધુ ને વધુ ડરાવવા લાગી.

'અપમાનનો માર્યો મારો શિરીષ કંઈક ન કર્યાનું કરી બેસશે તો...?' એકલી પડેલી ગોદાવરી વિચારોને વાણીના વાઘા સજાવતી. એમાંથી જે ભીષણતાની ભૂતાવળ એની કલ્પનાની આંખ આગળ ઊભી થતી, તેનાથી એ ધ્રૂજી ઊઠતી. એ મનોકંપમાંથી પુત્રના અવસાનની અમંગળ કલ્પનાઓ, દાબવા છતાં પણ બેવડા બળથી હૈયામાંથી ઉછળીને બહાર પડતી.

'પૂર્ણિમા ય કેવી કહેવાય ?...પુરૂષને તો ગુસ્સો ચડે, પણ જો સ્ત્રી સમજુ ને સદ્‌ગુણી હોય, તો પતિને સમજાવીને શાંત ના પાડે ?'

પુત્ર માટે ચિંતા કરતી ગોદાવરીના આશ્વાસન શોધતાં માતૃત્વને ધક્કો મારી, એનું સાસુપદ આગળ આવી બેસતું અને નિર્દોષ પુત્રવધૂ પર દોષારોપણ કરી, મિથ્યા આત્મસંતોષ મેળવવા મથતું !

ભ્રામક આત્મસંતોષ અસંતોષ કરતાં પણ વધુ ભયંકર છે. અનેક કુટુંબોમાં તે કંકાસ કરાવી માનવીનાં મીઠાં જીવનઝરણાંને તે ઝેર જેવાં બનાવી દે છે. માનવીના મનના આઘાતને બહારથી નહિ પણ અંદરથી જ પ્રત્યાઘાતનો ધક્કો લાગે, ત્યારે એની અકળામણ પોતાના સ્વાભાવિક સીમાડાએ। તોડી, પ્રબળ પૂરના વેગે ચોપાસ ફરી વળે છે. ગોદાવરીના મનની એવી દશા થતી, ત્યારે રૂદનથી શાંતિ મેળવવાના કૃત્રિમ પ્રયાસ એને કરવા પડતા.

માડીના દિલને શોધતાં ખોળતાં પણ પોતાનો વાંક જડતો નહિ તેમ છતાં પુત્રવિયોગ જેમ જેમ લંબાતો ગયો તેમ તેમ જળવિહોણી માછલીની માફક પુત્ર માટે તલસતી માડી મનમાં વિચારોની ઇમારતો ગોઠવતી :

'એક વખત મારો શિરીષ, પાછો ઘેર આવે તો હું એને ઠીક લાગે તે કરવા દઉં, એની કોઈ પણ રહેણીકરણીની વચ્ચે હું જરાયે ન આવું...પણ એક વખત મારો દીકરો ઘેર આવે, એક વખત હું એનું મોઢું જોઉં...એક વખત એ મને 'બા' કહીને બોલાવે અને એક વખત હું એને બોલતો સાંભળું...'

નિરંતર એના દિલમાં એ જ વિચારોની ઘટમાળ ફર્યા કરતી. એથી એના આત્માની અકળામણ વધી ગઈ. એના હૈયાનો ભાર હળવો કરવા તેણે બીજાએ। પાસે દિલ ઠાલવવા માંડયું. પુત્રના મિત્રોને શોધી શોધીને તેમની પાસે હૈયાની વરાળો કાઢી. એ કહે : 'ભાઈ, તમે

કોઈ એક વખત, મારા રિસાયલા શિરીષને મનાવી-સમજાવી ઘેર લાવો, હું એના સુધારાની વચ્ચે કદી પણ નહિ આવું.'

પણ શિરીષ મુંબઈમાં ક્યાં રહે છે એનીભાળ એમને કોઈ આપતું નહિ. સહુ બે કાને હાથ મૂકીને કહેતું: 'માજી, શિરીષ અમારી ઉપર પત્ર લખતો નથી.'

તેમ તેમ માડીના દિલની વ્યાકુળતા વધતી ચાલી.

માતાના રૂઢિરક્ષક આચાર-વિચારથી કંટાળેલા શિરીષના સ્વમાન પર ઘા કરી એને જાકારો દેનાર માતા હતી, એમ માનવા છતાં પુત્રના દિલમાંથી માડીનું સ્મરણ વિલુપ્ત થયું નહિ. અનેક રાતોના ઉજાગરા કરીને તે એ સળંગ ઘટનાનો વિચાર કર્યા કરતો. એના દિલમાં માડીનો વાંક વસી ગયો હતો: છતાં એટલા માટે ઘર-ગામ છોડીને ચાલી નીકળવું, માતાને એક પત્ર સુદ્ધાં લખવો નહિ, એ શું સારું છે? એવા વિચારો એને ડોલાવી દેતા. એને થતું: 'બાને કાગળ લખું. એની પાસે જઈ એને ચરણે શિષ મૂકી દિલ ભરી-ભરીને રડી લઉં...દીકરાનાં આંસુ માને પીગળાવી દેશે અને એક ઝામટા એના હજાર ગુના થયા હશે તો પણ તે માફ કરી દેશે.'

પરંતુ એનું સ્વમાનીપણું તરત માથું ઉંચકતું:

'એ તો પ્રત્યાઘાતી રૂઢિરક્ષકતા પાસે પ્રાગતિક નમવતવાદનો પરાજય સ્વીકારવાનું જ કામ.'

માની શિરીષનું માથું ત્યારે વળી ફરી જતું. એ કાર્ય એને માટે દુસહ્ય હતું. એટલે માતાની ક્ષમા માગવા આખી રાતના જાગરણ પછી જે વિચારો ગોઠવતો, તેનો અમલ એનું માનીપણું કરવા દેતું નહિ.

મા-દીકરા વચ્ચેનો નજીવી બાબતનો મતભેદ મનભેદનું ગંભીર રૂપ લે અને તેથી ઘરમાં કાયમનો કંકાસ જડ નાખે એ રશ્મિને

પસંદ નહોતું : એટલે તે શિરીષને ખૂબ સમજાવતો. શિરીષ એકાંતમાં મન સાથે દલીલો કરતાં ઢીલો પડતો ખરો, પરંતુ જ્યારે રશ્મિ એને સમજાવતો, ત્યારે પ્રતિવાદી તરીકે દલીલો કરી મતભેદને વળગી જ રહેતો.

'એ શિરીષનો નહિ પણ એના સ્વભાવનો દોષ છે.' એમ મન વાળી રશ્મિએ શિરીષની વતીથી પોતે પત્ર લખવો એવો તોડ ઉતાર્યો.

પૂર્ણિમાના દિલને શિરીષની જક્કી મક્કમતા દુ:ખદાયક થઇ પડી હતી, પરંતુ એની સાથે વિશેષ દલીલો કરવા જતાં તે વિશેષ જક્કી બનશે એ ભયે, રશ્મિએ સ્વીકારેલા માર્ગને એ પણ મળતી થઇ.

પુત્રની કુશળતા જણવતો રશ્મિનો પહેલો પત્ર ગોદાવરીને મળ્યો, ત્યારે માતાને પુત્રમિલન જેટલો આનંદ થયો. એણે ઉપરા-ઉપરી ચાર વખત એ પત્ર વંચાવ્યો : એ પત્રને અનેક મીઠાં ચુંબનો કર્યાં : હૈયા સાથે ચાંપ્યો અને છેલ્લે નયનો વાટે નિર્ઝરતાં માતૃ-હૃદયની મીઠપનાં જીવંત સ્મારક સમાં અશ્રુજળથી એને ભીંજવી દીધો !

માડીએ બીજે જ દિવસે એનો પ્રત્યુત્તર લખાવી મોકલ્યો. એના અક્ષરેઅક્ષરમાંથી પુત્રવિરહની વ્યથાથી પીડાઇ રહેલી માતૃહૃદયની ચીસો નીકળી રહી હતી.

એકાંતમાં એ પત્ર વાંચીને શિરીષ પુષ્કળ રડયો. પરંતુ રશ્મિએ જ્યારે એને પત્ર લખવાનો આગ્રહ કર્યો, ત્યારે એનું જીદ્દી માનીપણું પોકારી ઉઠયું :

'મારાથી એ નહિ બને.'

'કેમ ?'

'પોતાના પ્રત્યાઘાતી વિચારો માટે બાને હજુ સહેજ પણ પસ્તાવો થતો નથી.'

'એટલે ? શું તેં મા સાથે હાર–જીતની લડત માંડી છે ? શું જન્મ દેનારી માવડીને નમાવવાથી તું સારાયે રૂઢિરક્ષક સમાજ સામે વિજય મેળવીશ એમ માને છે ?'

'નહિ જ. પરંતુ જ્યાં સુધી માતા મારો વિરોધ કરતી હોય, ત્યાં સુધી હું કયે મોઢે રૂઢિરક્ષકો સામે બોલી શકું ?'

'શિરીષ, તારો આ દુરાગ્રહ છે. તારે જૂનવાણી સમાજ સામે સંગ્રામ માંડવો હોય તો તે માટેનું સમરાંગણ ઘર નહિ પણ સમાજ હોવું જોઈએ. પણ તું તો ઘરને સમરભૂમિ બનાવી, લડતનું નિશાન એક માત્ર ગોદાવરીબાને જ કલ્પી રહ્યો છે.'

'કેમકે સુધારાનું મંગલાચરણ ઘરથી શરૂ થવું જોઈએ. હું મારી જાતને સાચવી પારકાં છોકરાંને જતી બનાવવા માગતો નથી.'

'બાને હું કાગળ લખું તો તમને વાંધો નથી ને ?' રાતે પૂર્ણિમાએ શિરીષ સાથે લાડ કરતાં કરતાં પૂછ્યું.

'તારે મારી અને બાની વચ્ચે સમાધાનની કડી બનવું હશે ?'

'એમ માનો તો પણ શું ખોટું છે ?'

'મને કંઈ વાંધો નથી. પરંતુ તું જે લખે તે તારી જ જવાબદારી હશે.'

'ભલે. પછી ?...'

શિરીષે તેની સામે વાંધો ન લીધો. ત્યારથી પૂર્ણિમાએ એ કાર્ય સંભાળી લીધું.

પૂર્ણિમાના નિયમિત પત્ર મળવાથી ગોદાવરીબાને થોડો ઘણો સંતોષ થયો છતાં એમના મનનું પૂરેપૂરું સમાધાન થયું નહિ. એમનું

માતૃહૃદય શિરીષના હસ્તાક્ષર જોવા માટે ઝંખી રહ્યું હતું : ' એક વખત શિરીષ ઘેર આવે તે પછી રાજીખુશીથી જ્યાં જવું હોય ત્યાં જાય.' એ વત્સલ માતાની મનમુરાદ હતી.

લાગ જોઇને માની એટલી ઇચ્છા પૂરી કરવા પૂર્ણિમા પતિને આગ્રહ કરતી. એક દિવસ તો એણે ખૂબ કાલાવાલા કર્યા ત્યારે શિરીષે સામી દલીલ ફેંકી :

' જો બાના દિલમાં મારે સારૂ એટલો બધો પ્રેમ હોય, તો પછી મારા વિચારોનો વિરોધ નહિ કરવાની ખાત્રી શા માટે આપતાં નથી ? દીકરો કે રૂઢિ બેમાંથી એકને પસંદ કરવાનો પ્રશ્ન જ્યારે અમારી વચ્ચે ઉપસ્થિત થયો છે, ત્યારે એ બાબતની પૂરેપૂરી ચોખવટ કેમ કરતાં નથી ? '

' તમે જો રૂઢિનાં બંધનો તોડવા મથો છો, તો બાને તમારા વિચારોને દોરડે બાંધવાનો આટલો આગ્રહ શા માટે રાખો છો ? '

' કેમકે બાએ મને પડકાર આપ્યો છે. '

શિરીષ જ્યારે પડકારની વાત કાઢતો, ત્યારે જૂનો ઘા તાજો થવાના ડરથી પૂર્ણિમા મૌન પકડતી.

શિરીષ એમાં પોતાનો વિજય માનતો : આમ ઘરલડાઈની મડાગાંઠ ચાલુ રહેતી.



# ૧૨ : સિદ્ધાંતની સમરભૂમિ

[ ૧ ]

**પિનાકીનની મેલી** રમતને સીધો, સરળ ને આદર્શવાદી શિરીષ સમજી શક્યો નહિ. એનું લક્ષ્ય હતું સામાજીક સુધારણા. એ માનતો હતો કે 'જ્યાં સુધી હિંદવાસીઓ ઘરના ગુલામ, રૂઢિની જંજીરથી જકડાયલા રહેશે, ત્યાં સુધી મુકમ્મલ આઝાદી મેળવીને ટકાવી રાખવા જેટલું મુક્ત મનોબળ દેશજનોમાં વિકસી શકવાનું નથી. જ્યાં માના ધાવણમાંથી, જનેતાના ખોળામાંથી અને મંદિરોના ગર્ભદ્વારોમાંથી હિંદનાં બાળકોને પોષણ, રક્ષણ અને સંસ્કારના નામે નકારાત્મક આજ્ઞાઓ સંભળાવી સંભળાવી એમના સ્વાભાવિક સ્વાતંત્ર્યને ચીમળાવી, છૂંદી, કચરી, કુંઠિત કરી નાખવામાં આવતું હોય, ત્યાં સ્વાધીન માનસના, સ્વતંત્ર મિજાજના, મરજીવા મર્દો અને રાક્ષસી વૃત્તિઓનો સંહાર કરવા જેટલી સબલ સ્ત્રી શક્તિઓ શી રીતે પાકી શકે?' એથી એનું ધ્યેય 'રાજકીય ગુલામીનાં બંધનો તોડવાની લડતની જોડાજોડ, તેની પૂર્તિરૂપે ઘર ગુલામીની બેડીઓ તોડવાની સામાજીક સુધારણાની લડત પણ ચાલુ જ રહેવી જોઇએ' એ હતું. એ ધ્યેયની સિદ્ધિ માટે ફના થઇ જવાની તમન્ના આગળ એને પિનાકીનની ગંદી ચાલબાજીઓની મેલી રમતનો વિચાર કરવા જેટલો વખત જ મળતો નહોતો. પિનાકીન જેવો પ્રખર સમાજસુધારક, લોકકલ્યાણ માટે લાખ્ખો રૂપીઆનો ભોગ આપનાર આદમી, એવી ભૂમિકા સુધી ગબડી પડે તેવી એ ભોળા નવજુવાનના મનને ભ્રાંતિ સુદ્ધાં થઇ નહોતી.

એ ભ્રમણા એક દિવસ ઓચિંતી ભાગી જાય એવી ઘટના બની; એથી પિનાકીનનો સુધારાની ધૂનનો બાહ્ય અંચળો આપોઆપ ઉતરડાઇ ગયો અને શિરીષને એની સાથે સીધા ઘર્ષણમાં ઉતરવું પડયું. શહેરનો એક શ્રીમંત માનવી, જેની છેલ્લી પત્નીના અવસાન પર પૂરી સાઠ ઉષાઓય ઉગી નહોતી, તે પંચાવન વર્ષની પાકટ ઉમ્મરે, પંદર વર્ષની એક કિશોરીને કેવળ પોતાના પૈસાના જોર પર, પાંચમી પત્ની બનાવવા તૈયાર થયો હતો. એની યોગ્યતા કેવળ ધનવાનપણાની જ હતી. જે હલેતી ને આશાભરી કોડવતી કિશોરીને ઘરવાળી બનાવી, એના ભાવિ જીવનમાં દુઃખનું ઢૂંભારણું ચાંપવા તૈયાર થયો હતો, એ જીવતા ચામડાના ક્રૂર કશાલામાં એની ભારોભાર નગદ તોલવાનો સોદો થવાની સારાયે શહેરમાં જોસબંધ અફવાઓ ઉડી રહી હતી.

ઉડતી અફવાઓ પોતાને કાને અથડાતાં જ શિરીષે એ સંબંધમાં બની શકે તેટલી તમામ વિગતો અને હકીકતો એકઠી કરવા માંડી. અને તેમાં સોએ સો ટકા તથ્ય છે એવી ખાત્રી થતાં જ, તેણે 'નૂતન સમાજ' માટે એક લેખ તૈયાર કરી, આકર્ષક મથાળાં સાથે 'કમ્પોઝ' ખાતામાં મોકલાવી આપ્યો. એ લેખ વાંચતાં જ સારાયે શહેરમાં સનસનાટી મચી જશે અને વૃદ્ધ વરની વહુ બનાવવાના ક્રૂર કશાલા કરનારાઓની લગ્ન નામના ફાંસીમાંથી પેલી નિર્દોષ નારી ઉગરી જશે એવું શિરીષે શ્રદ્ધાપૂર્વક માન્યું હતું.

પરંતુ પક્કા પિનાકીને એ લેખનું સ્વહસ્તે જ ખૂન કરી નાખ્યું: સાથે સાથે શિરીષની શ્રદ્ધાનું પણ એણે ખૂન કર્યું.

પિનાકીને અખબાર અને મુદ્રણાલયના પ્રત્યેક વિભાગમાં પોતાના પાંચમી કતારિયા માણસો ગોઠવ્યા હતા: તેમની મારફતે તે દરેક ખાતાના આગેવાન માણસોના કામની અને કાર્યાલયમાં થતી ખાનગી

વાતોની સુદ્ધાં છૂપી બાતમી મેળવતો. એ બાતમીના આધારે તે નવા નવા વટહુકમો કાઢતો : કોઇના પગાર ઘટાડતો : કોઇને નોકરી પરથી કાઢી મૂકતો : કોઇને દંડતો, કોઇ ખુશામતખોરોની વફાદારી પાંચ દસ રૂપીઆના પગાર વધારાથી ખરીદી લેતો ! આથી કાર્યાલયમાં આંતરકલહ, ખટપટ, ખુશામદ અને જાસુસીનાં જોર જામતાં : સંસ્થાનું કામ બગડતું અને પિનાકીનના દામ નાહકના વેડફાતા ! સારા માણસો ત્યાં ટકતા કે રહેતા નહિ; છતાં એને પોતાની કામ કરવાની કુનેહ માની પિનાકીન ફુલાતો !

પ્રૂફસ વાંચનારા ખાતાના પાંચમી કતારના એક છૂપા જાસુસે શિરીષવાળા લેખની પિનાકીનને બાતમી આપી; સાથે સાથે તંત્રીમંડળના શિરીષ વિરોધી માનવીઓનો પક્ષ લઇ એણે શિરીષની વિરૂદ્ધમાં કેટલીક તરકટી વાતો પણ કરી નાખી, કાચા કાનના પિનાકીનની નબળાઇઓને પારખી ગયેલા એવા પાંચમી કતારિયા એને રાજી રાખવા હમેશાં આવી જ યુક્તિઓ અજમાવતા હતા.

ઑફિસમાં આવી પિનાકીને શિરીષના લેખનાં પ્રૂફસ મંગાવીને વાંચી જોયાં. એના મનને લાગ્યું: 'લેખ તો 'નૂતનસમાજ'ની નીતિને અનુકૂળ છે, એ છપાય તો જરૂર મારા પત્રની પ્રતિષ્ઠા વધે જ.' પરંતુ એની સ્વાર્થવૃત્તિ કહી રહી હતી: 'પૈસાના પીઠબળ વિનાની પ્રતિષ્ઠા પોલી છે: એને વટાવવા જતાં કોઈ ફૂટી બદામ સુદ્ધાં આપે તેમ નથી. શા માટે નાણાંની થેલીઓને પ્રતિષ્ઠા કરતાં વિશેષ પસંદ ન કરવી ?'

શિરીષને બોલાવીને એણે કહ્યું: 'મિ. શિરીષ, તમારો આ લેખ મારા પત્રમાં લઈ શકાશે નહિ !'

'કેમ વારૂ ? એ આપણી નીતિ સાથે મળતો નથી કે કાયદાની નજરે...'

'એ બાબતમાં હું તમારી સાથે ચર્ચામાં ઉતરવા માગતો નથી. તમારો આ લેખ 'નૂતનસમાજ'માં મારે પ્રસિદ્ધ નથી કરવો.'

'એમાં કાંઇ હકીકત દોષ છે?'

'હોય કે ન હોય એ તમારે જોવાનું નથી.'

'આ લગ્ન અયોગ્ય છે એમ આપ માનતા નથી?'

'હજુ તો એ લગ્ન થયાં નથીને!'

'એ થવાનાં જ છે, એટલે આપણા પત્રની નીતિ પ્રમાણે તેની સામે લોકમતને જાગૃત કરવો જોઇએ.'

'મિ. શિરીષ! લોકો તો મેંઢાના ટોળા જેવા અને રૂઢિના દાસ હોય છે. ગમે તેમ થાય તોપણ તેઓ રૂઢિના મુડદાને વળગી જ રહે છે.'

'તેથી તો એમનો એ ભ્રમ ભાગવો તે આપણા ધર્મ્ય ફરજ થઇ પડે છે.'

'એ બધું હું સમજું છું: મને તમારા કરતાં દુનિયાનો વધુ અનુભવ છે. આપણા બેમાંથી વધુ દિવાળીઓ કોણે જોઇ છે?' પિનાકીન ગુસ્સાના તોરથી બોલવા લાગ્યો. 'મેં તો આ પ્રકારના સામાજિક અન્યાયો ખુલ્લા પાડવા માટે લાખ્ખો રૂપીઆ અને લોકપ્રેમ જતાં કર્યાં છે.'

'એ જ પરંપરા આપણે જાળવવી જોઇએ...'

'એમ કહેવામાં તમારે શું ખોવાનું છે?...આ છાપું તમારૂં છે કે મારૂં? મારા ઉપર બદનક્ષીની ફરિયાદ થાય તો તમારા ખીસામાંથી ઓછી એક રાતી પાઇ પણ કાઢવી પડે તેમ છે?' એણે છાસિયું કર્યું.

'નૂતનસમાજ' એમ કરશે તો જનતાને માર્ગદર્શન...'

પિનાકીન હવે પિત્તો બગાડીને બોલ્યોઃ 'જનતાને હું તમારા કરતાં વિશેષ ઓળખું છુંઃ જનતા એટલે આંધળાનું ટોળું! એ જાતે નાલાયક છેઃ મુંગાં દુઃખ વેઠવા જ એ તો સર્જાઈ છે! બોલો, હવે તમારે શું કહેવું છે?'

શિરીષે મક્કમતાથી કહ્યુંઃ 'જ્યાં સિદ્ધાંતનો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યાં મરવું પડે તો બહેતર પણ જરાએ નમતું તો ન જ મૂકાય!'

'મારે એ બધી લપછપમાં ઉતરવું નથી. સિદ્ધાંત-સિદ્ધાંતના પોકળ શબ્દો બોલવા એ કેવળ ધુમ્મસમાં બાથોડિયાં ભરવા જેવી ભ્રમણા જ છે. લાગણીવેડાનું બીજું નામ સિદ્ધાંતભક્તિ! વિના સમજની સિદ્ધાંતની ગુલામી અને રૂઢિની ગુલામી એ બન્ને એક જ! સો વાતની એક જ વાત, મારે ઊંડા પાણીમાં ઉતરવું નથી અને તમારો લેખ છાપવો નથી. આ છાપાના માલિક તમે છો કે હું?' પિનાકીને વળી છાસિયું કર્યું.

'છાપાના માલિક તમે છો, મિ. પિનાકીન! પણ સાથે સાથે તમારે એટલું યાદ રાખવું જોઈએ કે મારા મનના માલિક તમે નથી.' એ શબ્દો બોલતો, સ્વામિભાનની પ્રતિમા શો લાગતો શિરીષ મક્કમ પગલે પૃથ્વીને ચાંપતો ત્યાંથી ચાલી ગયો.

[ ૨ ]

પિનાકીન અને શિરીષ છૂટા પડયા ત્યારે બેઉના દિલમાં બની ગયેલી ઘટના પરત્વે વિચારોની ગડભાંગ ચાલી રહી હતી.

પિનાકીનના દિલમાં શિરીષ એનું પોકળ ફોડી નાખશે એ ડરનો ગભરાટ વ્યાપી ગયો હતોઃ શિરીષના મનમાં ઘમંડી પિનાકીનની ડંફાસો ખટકી રહી હતી.

બેઉ એકબીજાથી છૂટા પડવાના વિચારો કરી ચૂકયા હતા. શિરીષને લાગી ગયું હતું કેઃ જે માનવી જનતા-જનાર્દનને ઘેટાંના

ટોળા જેવા કહીને તિરસ્કારે છે, જેને સિદ્ધાંત માટે સહેજ પણ આસ્થા નથી, તેવા દંભીની સાથે એક વિપળ સુદ્ધાં રહી શકાય નહિ.

પિનાકીનના મનની ખાત્રી થઇ ચૂકી હતી કે: શિરીષ હવે 'નૂતનસમાજ' માટે નકામો છે. એ માણસ રહેવાનો તો નથી જ, પણ અહીંથી નીકળ્યા પછી આ બધી છૂપી ઘટનાના ભેદ ફોડી નાખે તો લોકો મારા નામ પર થૂંકવાના. 'આવા માનવીને ઑફિસમાં રાખી શકાય જ નહિ, તેમ એમને એમ પણ જવા દેવાય નહિ.' મૂછને દાંત વચ્ચે ચાવતાં ચાવતાં પિનાકીને છેલ્લો નિર્ણય કરી નાખ્યો.

એ નિર્ણયને સક્રિય સ્વરૂપ આપવાનાં ચક્રો ગતિમાન કરવામાં પિનાકીન ગૂંથાઈ ગયો, ત્યાંસુધી એનું ચિત્ત વ્યગ્ર બની ગયું હતું.

પિનાકીન જ્યારે જ્યારે આમ વ્યગ્ર બનતો, જ્યારે જ્યારે છાપખાનાના પાંચમી કતારિયાઓની ઘર આગળની આવજાવ અને ખાનગી ખંડની મંત્રણાઓ વધતાં, ત્યારે ત્યારે છાપખાનાનાં 'મોટાં માનવીઓ'ની ઉથલપાથલ થતી: વિશાખાને એવો અનુભવ હતો, એટલે એ જ સાંજે પતિને છાપખાનાના જાસુસો સાથે ખાનગી ખંડમાં મંત્રણા કરતો સાંભળ્યો ત્યારે 'આજે વળી કોની વિરૂદ્ધ કાવતરૂં ગોઠવાઈ રહ્યું છે?' એ જાણવા તેણે બારણાની પાછળ રહીને કાન માંડયા.

વાર્તાલાપમાં શિરીષનું નામ વારંવાર ઉચ્ચારાતું હતું એ ઉપરથી એને વસ્તુસ્થિતિનો આછો ઝાંખો ખ્યાલ આવી ગયો હતો.

તે રાતે અનિદ્રાને લીધે વારંવાર પાસાં બદલતા પિનાકીનને વિશાખાએ પૂછ્યું; 'આજે વળી તમને ઊંઘ આવતી નથી કે શું?'

'હા, કંઇક એવું જ છે.' પિનાકીનના અવાજમાંથી કંટાળો નીતરતો હતો.

'કેમ વારૂ? કંઇ બેચેની જેવું લાગે છે કે માથું દુ:ખે છે.'

'કશી સમજ પડતી નથી.'

પિનાકીન મનની વાત છૂપાવવા જૂઠું બોલે છે એ વાતની વિશાખાને તો ખાત્રી જ હતી. શિરીષને બદનામ કરીને કાઢવાના માર્ગ શોધવામાં મન રોકાયેલું હોવાથી જ એને ઊંઘ આવી નહોતી.

વિશાખા પોતાના પલંગમાંથી ઉઠીને એના પલંગ પાસે ગઇ.

'માથું દાબું?' તેણે ધીમેથી પૂછ્યું. એના પલંગ પર બેસતાં બેસતાં તેણે ફરીથી કહ્યું: 'ઘી ઘસું તો મટી જશે.'

'તું તારે સુઇ જા...'

'આજે આમ કેમ કરો છો? ઘેર આવ્યા છો ત્યારથી બરાબર વાત પણ કરી નથી. તમને શું થાય છે તે મને પણ નહિ કહો?' વિશાખાએ પતિના ખભે હાથ મૂકયો.

'અમારે સત્તર જાતની માથાકૂટ હોય: એમાં તમને સ્ત્રીઓને શું સમજ પડે? વર્તમાનપત્ર ચલાવવું એટલે...' એણે પડખું ફેરવ્યું ને બાકીના શબ્દો ગળી ગયો.

'પણ તમે તો કહેતા'તા ને કે, હવે શિરીષ બધું કામ...'

'મારી આગળ એનું નામ ના લેતી!' એણે છાસિયું કર્યું. 'સા...ળો...શિ...રિ...ષ...' એણે દાંત કચકચાવ્યા.

'કેમ...'

'હું કહું છું કે ભાઇ તું સુઇ જા. અમારે કરમે લાગ્યાં તે અમે ભોગવીશું!'

'માથું દાબું?' વિશાખાએ કપાળ પર હાથ ફેરવવા માંડયો. 'કેટલું બધું ગરમ છે? છાપાંનું કામ જ શીરફોડીનું! તમે થોડા દિવસ માથેરાન કે મહાબળેશ્વર જઇ આવો ને...'

'પછી અહીં કોણ જોશે, મારો બાપ?'

'એ તો બધા ચલાવી લેશે. પહેલું તે શરીર કે કામ?'

'અમારે માટે કામ, તમારે શરીર...રોહિણીનું કેમ ચાલે છે? મને તો કામને લીધે એનું ધ્યાન રહેતું નથી. તમે બધાં પેલા શિરીષને ઘેર બોલાવો છો, પણ એ માણસ સારો નથી...'

વિશાખાએ મૌનપણે પતિનું માથું દાબ્યા કર્યું.

'હવે રહેવા દે.' કહી પિનાકીને કપાળ ચાંપી રહેલી પત્નીનો હાથ પકડી લીધો.

એ સ્પર્શમાંથી નવીન પ્રેરણા મળી હોય તેમ વિશાખાએ જરાક લહેકા સાથે કહ્યું: 'તમને આજે અઠીક છે, એટલે આજે મને ઊંઘ આવવાની નથી. દાબવા દો.'

'મારા ઠીક અઠીકનું તને શું?'

'મારી તરફ તમને જરાયે મમતા નથી?' એકાંતમાં પત્ની પતિ પાસે જ કરી શકે એવો અપૂર્વ અભિનય તેનાથી થઇ ગયો.

પિનાકીનની આંખમાં એનો નશો ચડ્યો.

વિશાખાએ પતિના જુલ્ફાંમાં કરાંગુલિઓ ભરાવી ત્યારે એની કાળી કીકીઓમાં વીજળી ઝબૂકી ઉઠી.

'કોણે કહ્યું?'

'ત્યારે આમ છણકા શાના કરો છો?'

પિનાકીને પત્નીના કોમળ પંજાને પોતાના કરમાં લઇ પંપાળવા માંડ્યો.

'વિશાખા, મને તું એવો માને છે?' એણે તેને પોતાની તરફ ખેંચી: વિશાખાનો દેહ એના વક્ષઃસ્થળ પર ઢળી પડ્યો.

'રહેવા દો હવે તમારાં લાડ...'

વિશાખા એની ભૂજાઓ પર હાથ ફેરવવા લાગી. પત્નીના કોમળ કરસ્પર્શથી પતિની ક્ષણ પહેલાંની કર્કશતા ઓગળી ગઈ. પિનાકીન વિશાખા પાસે બાળક બની ગયો : વિશાખા એને રમાડવા લાગી–મલેકા પાળેલા દીપડાને પંપાળતી હોય તેમ !

'તમે આજકાલ આટલા બધા ઘૂંધવાયેલા કેમ રહો છો...'

'પેલો સાળો શિરીષ છે ને ? એનાં બધાં કાવતરાં...'

'તો એને રજા આપી દો; પણ તમે આટલા હેરાન શા માટે થાઓ છો ?'

'મારા હાથમાં સરસ ભરખ આવ્યો છે, મોંઢે આવેલું પાત્ર શિરીષ ઢોળી નાખવા તૈયાર થયો છે. પાંચ હજાર તો આવી પણ ગયા છે અને બાકીના મળવાના છે તે જુદા.'

'એમાં આટલા મુંઝાઓ છો શાના ? મને કહો તો હું એનો ઉપાય બતાવું.'

'ઓહ્ હો ! જાણે મારી રહસ્યમંત્રી, તું તો...'

'કેમ નહિ ? કાર્યેષુ મંત્રી, સ્ત્રીઓના એ તો સ્વાભાવિક અધિકાર છે.'

'એમ કે ? મારા મંત્રીવર્ય ! આપની સલાહ અવશ્ય લઈશ. પણ અત્યારે તો...'

પિનાકીને એને પાસે ખેંચી : વિશાખા કંઈક બોલવા જતી હતી પરંતુ એના અધર ઉપર પિનાકીનનાં અધર ચંપાયા.

[ ૩ ]

શિરીષ એ વખતે પથારીમાં જાગતો જ પડ્યો હતો. અનેક વખત એ દ્વિધામાં પડી જતો. એ જેને સિદ્ધાંત માનતો હતો, તેમાં

એને શંકા ઉપસ્થિત થઇ હતી. કોઇ માણસ એની આગળ નવા વિચાર મૂકે, એકાદ પુસ્તકમાંથી એને નવું વિચાર બીજ જડી જાય, એટલે એને પોતાના વિચારો તરફ શંકા થતી. 'આ સાચું હશે કે તે ?' એવી ગડમથલમાં એ પડી જતો.

મુંબઇ આવ્યા પછી એને કેટલાક સામ્યવાદી અને સમાજવાદી જુવાનોનો પરિચય થયો હતો. એમની સાથે જેમ જેમ તે વિશેષ પરિચય કેળવતો ગયો, તેમ તેમ એને એમની રાજકીય–આર્થિક–સામાજિક વિચારશ્રેણી આકર્ષવા લાગી. એકલા સમાજસુધારાની વાતો કરનારા સુધારકો અથવા તો ધર્મ અને સમાજસુધારાને નામે જનતામાં આન્દોલન જગાડનારી સમાજો અને સંસ્થાઓ, આશ્રમો અને મઠો વર્તમાન યુગપ્રવાહથી ઘણાં પાછળ રહી ગયાં છે એમ એને લાગવા માંડયું.

શિરીષને પિનાકીન સાથે છેલ્લું ઘર્ષણ થયું, ત્યારથી એનું ચિત્ત વ્યગ્ર બની ગયું હતું. 'નૂતનસમાજ' સાથેનો સંબંધ તોડી નાખવો કે હજુ સમાધાનવૃત્તિથી કામ લેવું એ બાબતમાં સુવદન અને રશ્મિ સાથે એને છેવટની ચર્ચા કરવાની હતી; એટલે આખરી નિર્ણય બાકી હતો. મનની શાંતિ માટે તે વરલીના સાગરકિનારા પર એકલો એકલો ફરી રહ્યો હતો, ત્યાં જ એને બિરાદર ચીઅરી મળી ગયો—એનું અસલ નામ ચિમનલાલ હતું, પરંતુ મોસ્કોભક્ત બન્યા પછી એને તેના સામ્યવાદી મિત્રો બિરાદર ચીઅરી કહીને બોલાવતા હતા!

'કેમ બિરાદર શિરીષ?' ચીઅરીએ હિટલરીઆ ઢબે જમણો હાથ હવામાં ઉછાળીને સલામ કરી.

'મજામાં...' વિચારતંદ્રામાંથી એકાએક જાગી જવાથી શિરીષ વિશેષ બોલી શક્યો નહિ.

'તમારો સમાજસુધારો ક્યાં સુધી આવ્યો ?'

'તમારા રાજકીય–આર્થિક સુધારાને એના આધારની જરૂર હોવાથી હાલ તુરત તો એ હતો ત્યાંને ત્યાં જ ઊભો રહ્યો છે !'

'એ કેવળ સમાજસુધારાનું વાસ્તવિક પરિસ્થિતિનું અજ્ઞાન. એ મિથ્યા ભ્રમણામાંથી એનો જેટલો વહેલો છૂટકારો થાય તેટલો એને, મુલ્કને અને માનવતાને લાભ થાય.'

'બિરાદર, ઘરના ગુલામો બહારની ગુલામી તોડી શકવાના નથી એ સમજણથી જ સમાજસુધારો બધીયે ગુલામીનાં મૂળ ઉખેડી નાંખનાર પાયાની સાફસુફીનું કામ કરે છે.'

'તમામ પ્રકારની ગુલામીઓનું આદિ કારણ છે સ્થાપિત હિત. બિરાદર ! એ હિત ખાનગી અર્થાત્ વ્યક્તિગત માલિકી હક પર ટકી રહે છે. એટલે હરેક પ્રકારની ગુલામીઓના નાશ માટે પહેલી જરૂર છે વ્યક્તિગત માલિકી હક ઉપર મરણ ઘા મારવાની. એ પછી જ વર્ગવિહીન, ન્યાયી, સામુદાયિક માલિકીહકવાળી નવીન સમાજ-વ્યવસ્થા નિર્માણ થઈ શકશે. સાચો સુધારો એનું જ નામ, બિરાદર શિરીષ ! એવી નવી વ્યવસ્થા નિર્માણ થશે ત્યારે જ જગતભરમાંથી કંગાલિયત, ભૂખમરો, બેકારી, રોગ, હરેક પ્રકારની પરાધિનતા અદશ્ય થશે : તમારા સમાજસુધારાથી નહિ !'

'તમારૂં એ મહાસ્વપ્ન સિદ્ધ થાય તે દરમિયાન એની પૂર્તિરૂપે અથવા તો મહાન ક્રાંતિની પૂર્વતૈયારી તરીકે સમાજસુધારો પોતાનું કામ કરે છે. એમાંથી એક જ ચિનગારી તમારી ક્રાંતિ માટે મહાનળ ઉત્પન્ન કરી આપશે.'

'એ છે અધૂરા ઉપાય. એ તો ક્રાન્તિને અટકાવશે.'

'ના, તમારી આગામી ક્રાંતિ માટે એ તો સાધનો તૈયાર કરે છે.'

'બિરાદર, સંજોગો જ સાધનો તો ઘડે છે. પરંતુ તમારા મનમાં પૂર્વગ્રહ બંધાઈ ગયો છે ત્યાં સુધી તમને લાલ સલામ !'

'રામરામ !'

કામરેડ ચીઅરી એકાએક બીજી તરફ ચાલી ગયો. શિરીષે એ જતો હતો તે દિશામાં ઊભેલી એક મોટર જોઈ. એમાં બેઠેલી સ્થૂલ-શરીરા સ્ત્રી શહેરના તમામ કમ્યુનિસ્ટોનું આકર્ષણ હતી.

'આ બધા મોસ્કોપરસ્તો બધી જ બાબતમાં સામુદાયિક માલકીની વાતો કરે છે, પરંતુ બિરાદર પુષ્પધન્વાની આ 'ટેન્ક'ને જોતાં જ ખાનગી માલકી હકની ભાવનાના ભક્ત બની જાય છે !' એવા વિચાર કરતો શિરીષ બિરાદર ચીઅરીની પાછળ સ્મિત વેરી આગળ ચાલવા લાગ્યો.

'એકલો સમાજસુધારો માનવીને પીડી રહેલાં મૂળ દર્દોનો વિનાશ નહિ કરે એવી સામ્યવાદીઓની ટીકા છેક ખોટી તો નથી જ.' રાતે એકલો એકલો શિરીષ વિચાર કરી રહ્યો હતો. 'પરંતુ એ ભગીરથ કાર્ય સિદ્ધ કરવા માટે અનેક ભાગીરથોનું સંગઠિત બળ, આપભોગ, અને જનસમુદાયનો સાથ જોઈએ...કમ્યુનિસ્ટોથી એ બની શકે તેમ નથી : કેમકે એમનામાં એકનિષ્ઠ સિદ્ધાંત ભક્તિ નથી... એમના માર્ગ નિગૂઢ છે : એમની નીતિ રીતિ અકળ છે ; તેઓ અંતરની નહિ પણ બાહ્ય દોરવણી પ્રમાણે ચાલે છે !...બીજાને ત્યાં પોતાની બુદ્ધિ ગીરો મૂકી તેમનાં યાંત્રિક પુતળાં પ્રમાણે ચાલનારાઓ આ દેશમાં કે કોઈ પણ દેશમાં ધરમૂળની સફળ ક્રાંતિ કરી શકે ખરા ?'

સામે ટેબલ પર એક પુસ્તક ખુલ્લું પડયું હતું. શિરીષ વાંચતો હતો. એમાં આવ્યું:

'માત્ર થીગડાંઓથી સામાજિક વિષમતાઓ અને આર્થિક અન્યાયો દૂર કરવાના સુધારાવાદી પ્રયાસો જ સાચી સામાજિક

ક્રાંતિના માર્ગમાં આડખીલી રૂપ બને છે, કેમકે એવા ઉપરચોટિયા સુધારાઓ સ્થાપિત હિતવાળા વર્ગમાં હાથમાંથી શોષણની છેવટની સત્તા, તેમ તેને નિભાવી, ટકાવીને સંરક્ષી રાખવાનાં સાધનો ઝૂંટવી લેતા નથી. તેથી શોષક સમુદાય ઉદારતાના આડંબરપૂર્વક એવા સુધારાવાદીઓને સાંખી લે છે. કેમકે તેથી સામાજીક ક્ષેત્રના મવાળોને ઉત્તેજન મળે છે; એમનો સાથ મેળવી સમાજશત્રુઓ, સાચી અને લોકકલ્યાણકારક ક્રાંતિના ઘડવૈયાઓને તોડી પાડવાનાં કાવતરાં રચી, સમાજ પરની પોતાની ભક્ષક પકડ મજબૂત બનાવી ટકાવી શકે છે.'

એ વાંચીને શિરીષ વિચારવા લાગ્યો.

'લેખકની વાત સોએ સો ટકા સાચી છે. રાજકારણમાં આજ પ્રકારની મેલી રમતો મુત્સદ્દીગીરીના નામે સારીયે આલમમાં રમાય છે...સામાજીક ક્ષેત્રમાં જ્ઞાતિના ચૌદશીઆઓએ આબાદ એ જ દાવ ગુજરાતમાં ખેલ્યો હતો ને ખેલે છે...પિનાકીન પણ એ જ જાતની મેલી રમત રમી રહ્યો છે ને ?

'બાર પણ વાગી ગયા, હજુ સૂતું નથી ?' પૂર્ણિમાએ આંખો ચોળતાં ચોળતાં આવીને કહ્યું.

'બાર થયા ?'

'આમને આમ ક્યાંક ગાંડા ના થઈ જાવ !'

એમ કહેતાં પૂર્ણિમાએ ટેબલ પરનું પુસ્તક બંધ કરવા માંડ્યું,

'અરે, અરે, અરે ?'

'શું છે ?'

'મને જરા પાનાનો નંબર તો જોઈ લેવા દે.'

પૂર્ણિમાએ ચોપડી પોતાના હાથમાં રાખીને પાનું બતાવ્યું.

'હવે સવારે, ચાલો હવે સૂઇ જાવ : નહિ તો તબિયત બગા-ડશો !' પૂર્ણિમાએ એનો હાથ ખેંચ્યો.

'તું નાહકની ચિંતા કરે છે.'

'મારે માટે માત્ર એ જ એક બાકી રહ્યું છે ને ?'

'મારા જેવાને પરણી એટલે બીજું શું થાય ? પરણતા પહેલાં વિચાર કરવો હતો.'

સ્ત્રીઓને એટલી તક કોણ આપે છે ? હું તો સ્ત્રી હતી, બંધન-માં જકડાએલી હતી : પણ તમે તો પુરૂષ હતા, શિક્ષિત તેમ સુધારક હતા, એવી તક તમે કેમ ઝડપી ન લીધી ?' પૂર્ણિમાએ મીઠી મજાકનાં પુષ્પ જેવા મુલાયમ શબ્દોના સ્મિત સાથે શ્રા કર્યાં.

'એ મારી ભૂલ ! હવે તો સહુ કોઇને એવી તક મળે એ માટે હું મથી રહ્યો છું...'

'સાથે સાથે શરીર પણ સાચવો.' કહેતી પૂર્ણિમા એનો હાથ ખેંચીને શયનખંડ તરફ લઇ ગઇ.

શિરીષનું શરીર સુઇ ગયું—મન નહિ. પિનાકીનની ચાલબાજીએ એના મનનો કબજો લીધો. 'હવે કોઇ પણ ઉપાયે એ માણસ સાથે સંબંધ નથી રાખવો.' એવો આખરી નિર્ણય કર્યો ત્યારે અઢી વાગ્યા.

તે પછી શિરીષ ઘસઘસાટ ઊંઘી ગયો.



# ૧૩ : નવો ધડાકો

[ ૧ ]

**સવારે જાગ્યો** ત્યારથી પિનાકીનના માથામાં શિરીષ ચડી બેઠો.

રાત્રે વિશાખાએ કહ્યું હતું : 'આપણા છાપખાનામાં હમેશાં અંદર અંદર ખટપટો ચાલ્યા જ કરે છે, તેથી એક પણ સારો માણસ આપણે ત્યાં ટકતો નથી...'

એ શબ્દો અત્યારે ભડભડતા અગ્નિનું સ્વરૂપ લઇ એની સામે ધસ્યા આવતા હતા.

એણે આંખો ચોળી : સીગારેટ સળગાવી. એના બેચાર ધૂમ્રગોટ એકસામટા કાઢી, એનાં હવામાં ભળી જતાં વર્તુળો તરફ જોતાં જોતાં તે બબડ્યો :

'ભ્રમણા...વિશાખા અને રોહિણી શિરીષને સારો માણસ માની રહ્યાં છે...સહુ કોઇ મારી તરફ અવિશ્વાસની નજરે જુવે છે...શિરીષને હવે જલદી ફટકો મારવો જોઇએ, નહિ તો એ મને ઘા કરી બેસશે...'

ખટપટના પાપચક્રમાં ફસેલો માનવી એ ભૂલભૂલામણીમાંથી કદી બહાર નીકળી શકતો જ નથી.

ફરીથી એણે સીગારેટના બે ચાર સામટા દમ ખેંચ્યા, એના ધૂમાડાનાં ગૂંછળાં તરફ જોઇ રહેતાં તે શિરીષને ફસાવવાનો વ્યૂહ વિચારતો હતો...

'હાય, હાય, !' શોક, ચિંતા અને ગભરાટ ભરી વિશાખાએ એની પાસે આવતાં જ ચીસ નાખી. એ વિહ્વળ બની ગઈ હતી.

'શું થયું ?' પિનાકીને પૂછ્યું.

'રોહિણી ગઈ...!' એનાથી રાડ ફાટી ગઇ.

'ક્યાં ?' પિનાકીને બરાડો પાડયો.

વિશાખાએ હાથમાંનો પત્ર પતિ સામે ફેંકયો. પડી જવાના ડરથી એ બાજુની ખુરશી પર બેસી પડી !

સળગતી સીગરેટને બાજુના રાખોડીઆમાં નાખી એ પત્ર વાંચવા લાગ્યો.

'વિશાખાબહેન,

'આ પત્ર લખતાં મને જેટલું દુઃખ થાય છે તેથી અધિક દુઃખ તને કહ્યા સિવાય ઘર છોડી જતાં થાય છે. પરંતુ મારે સારૂ એ અનિવાર્ય હતું.

'સમાજમાં પોતાને પ્રખર સુધારક તરીકે ખપાવતા ઘરમાં હિટલર–મુસોલિની કરતાં પણ વિશેષ આપખુદી ચલાવે છે, એ જ આપખુદી મને આ પગલું ભરવાની ફરજ પાડે છે.

'બા ! હું પરાગ સાથે જાઉં છું. અમે ક્યાં જવાનાં છીએ તે હમણાં હું જણાવી શકતી નથી. પરંતુ મારી ખાત્રી છે કે પરાગને પરણીને હું સુખી જ થઈશ. એ શ્રદ્ધાથી મારી ઓગણીસમી વર્ષ-ગાંઠના દિવસે જ તમને કોઇને ય જણાવ્યા સિવાય હું અને પરાગ 'સિવિલ મેરેજ એક્ટ' પ્રમાણે લગ્ન સંબંધથી જોડાયાં છીએ.

'બા ! તને અંધારામાં રાખીને મેં આમ લગ્ન કરી નાખ્યું તે કાયદેસર હોવા છતાં, તને હું કહી ન શકી તેથી મને પારાવાર દુઃખ થયું છે : તે દિવસે હું ખૂબ રડી હતી. એ માટે બધા જ દોષના ભાગી બાપુજી છે. સામાજીક સુધારાના વાતાવરણમાં એમણે મને

ઉછેરી : આપણી જ્ઞાતિસંસ્થા અને વર્તમાન લગ્નપ્રથા તરફ મારા દિલમાં એમણે જ અસંતોષ જન્માવ્યો : પરાગ સાથેની મારી દોસ્તીને ઉત્તેજી, એમણે તેને સમભાવથી પોષી; અને પાછળથી એમનો કોઈક હેતુ સાધવા મને બીજા માણસ સાથે પરણાવી દેવાની ગોઠવણ કરી, પરાગની દોસ્તી છોડી દેવા મારી ઉપર દબાણ શરૂ કર્યું: તું એ બધું ક્યાં નથી જાણતી? બાપુજી કેટલા દંભી, ખટપટી અને ક્રૂર છે? એમણે તારી ઉપર પણ ઓછો જુલ્મ ગુજાર્યો નથી. શિરીષ જેવા સજ્જન સાથે તારી હાજરીમાં હું ચર્ચા કરું તે પણ એમને ન ગમે! સમાજસુધારો એમને માટે તો પૈસો અને પ્રતિષ્ઠા મેળવવાનું સગવડભર્યું સાધન જ છે. સ્ત્રીઓ માટેના એમના વિચારો પ્રત્યાઘાતી જ છે. બા, મને ક્ષમા કરજે, પણ આપખુદ બાપુજીના અવિશ્વાસુ, વહેમી, ખટપટી, સ્વાર્થી અને ચંચળ સ્વભાવથી જ મારે આ પગલું ભરવું પડયું છે.

'બા, તું તો મને જ્યાં હોઈશ ત્યાં યાદ આવ્યાં જ કરીશ. આજે તો તારાથી છૂપી રીતે જાઉં છું, પણ ભવિષ્યમાં તારે વાંધો નહિ હોય તો તારે જે ખોળે ઉછરી છું તે જ ખોળો શોધતી, તારા આશીર્વાદ માગવા આવીશ.'

રોહિણી

પત્ર ગડી કરી પિનાકીને ખીસામાં મૂક્યો.'

'બાપને તારી છોકરી શું કહે છે, જોયું?' ક્રોધથી એનાં રોમેરોમ સળગી ઉઠયાં હતાં. 'આ કોણ લાવ્યું?'

'મારા ડ્રેસીંગ ટેબલના ખાનામાંથી મળ્યો.'

'રોહિણી કયારે ગઈ?'

'કાલ રાતે ભરબામાં ગઈ હતી...'

'પછી આવી જ નહિ?'

'ના.'

'છતાં એની તપાસ ન કરી?'

'રાતે તમારી તબિયત બરાબર નહોતી...'

પિનાકીન તાડુકયો: 'તમારે મને હું જ ખરાબ છું કેમ?'

'તમારે પગે લાગું!' વિશાખાએ કરગરીને હાથ જોડયા, ભય અને દુ:ખથી એનું શરીર કંપી રહ્યું હતું. 'ભાઈસ્યાબ, આવે વખતે આમ હોકારા પાડશો નહિ. ઘરના નોકરો સાંભળે છે...'

'સાળા બધા નોકરો ભાતખાઉ ભેગા થયા છે. છોકરીને ખૂબ છકવી નાખી હતી...એનાં આ ફળ!...જોઉં છું એ લોકો મારા હાથમાંથી છટકીને ક્યલે જાય છે? પરાગને હું બરાબર પાંશરો કરી દઈશ...' એ દાંત કચકચાવવા લાગ્યો.

'રામાને કહે, મોટર તૈયાર કરાવે!'

'આપણો કેવો ફજેતો થશે!' વિશાખા બડબડતી ગઈ, પણ પિનાકીન આ પ્રસંગમાંથી શિરીષ પર વેર વાળવાની બાજી ગોઠવી રહ્યો હતો એટલે એણે એ શબ્દો ન સાંભળ્યા! એનું રોમેરોમ કિન્નાનો પુકાર પાડી રહ્યું હતું, કિન્નાના ઝેરથી દૂષિત લોહી એની રગોમાં દોડી રહ્યું હતું.

એ જ વખતે શિરીષ ઑફિસમાં જઈને રાજીનામું આપવાનો નિર્ણય કરી, ચા પીતા પીતાં સવારનાં પત્રો વાંચી અગત્યની બાબતો પર લાલ-ભૂરી પેન્સિલની નિશાનીઓ કરી રાજીનામું લખવા બેઠો.

'શ્રી રાઘવજીના કજોડાના સંબંધમાં આપે લીધેલું વલણ આપણા અખબારની સ્વીકૃત નીતિથી ઊલટું અને મારા સિદ્ધાંતનું વિરોધી હોઈ, હું 'નૂતનસમાજ' સાથેનો સંબંધ ચાલુ રાખી શકું તેમ નથી, કેમકે એમ કરવું તે મારે મન પાપ કરતાં પણ વધુ બૂરું છે...'

એ જ વખતે પિનાકીન પોલીસ અધિકારી સાથે એના બારણામાં

આવીને ઊભો રહ્યો અને 'પરાગ સાથે મળીને રોહિણીને ઉપાડી જવાનું કાવતરું કરવાના ગુના માટે' એને પકડવામાં આવ્યો!

[૨]

રશ્મિ અને સુવદને શિરીષને જામીન પર છોડાવ્યો. ત્યાર પછી રાઘવજીના લગ્નના કિસ્સાની ચોમેર પેટે વાતો શરૂ થઈ હતી. સુવદન પિનાકીનને છાતીગડો, ચુસ્ત અને પ્રમાણિક સુધારક માનતો હતો; તેણે પણ શિરીષ મારફત રાઘવજીવાળી વાત જાણી ત્યારે એની તરફ તેને ચીડ ચડી.

'ભાઈ, આજકાલ અનેક માટીપગા માનવીઓ તક જોઈ, મૂર્ખની દુનિયાને વિશેષ મૂર્ખ બનાવવા માટે મહાત્મા બની બેસે છે.' રશ્મિએ કહ્યું.

'પરંતુ એમના આડંબરનો પરપોટો લાંબો વખત ચાલતો નથી. એ પરપોટો ફૂટતાં જ એમનું પામર પોત પરખાઈ જાય છે.' શિરીષે સુધારાને નિંદાતો અટકાવવા કહ્યું.

'માત્ર ત્યાં સુધીમાં એ તારા જેવા બત્રીસાઓનો ભોગ લે છે.'

'સુવદન, ભોગ વિના ફળ મળતું નથી.' રશ્મિએ આકળા બનેલા સુવદનને શાંત પાડવા પ્રયાસ કર્યો.

'અહીં ભોગ આપવાની વાત નથી, આ તો પિનાકીનનું ચોખ્ખું કાવતરું જ છે: એ બદમાસ શિરીષને પોતાના સ્વાર્થના યજ્ઞમાં બકરો બનાવવા માગે છે. એ માણસને મેં આવો ધાર્યો નહોતો. હવે તો એનો પોલો વાંસો જગત બરાબર જુએ તેમ કરવું જોઈએ.'

પિનાકીનનાં પોગળ ફોડવાનો નિરધાર કરી, શિરીષના બચાવ માટેની તૈયારીમાં વકીલ મિત્રોની મદદ લેવામાં સુવદન રોકાઈ ગયો હતો, છતાં પૂર્ણિમાના જીવને નિરાંત નહોતી. રશ્મિ એને ખૂબ ખૂબ આશ્વાસન આપતો; પરંતુ એ કહેતી: 'એક વખત આટલા લફરામાંથી

છૂટકારો થાય એટલે ગામ જઇએ. બાના જીવને પણ કેટકેટલું દુ ખ થઇ રહ્યું છે...'

'શિરીષ અહીં રહે છે કે?' કોઇક બહાર પૂછતું હતું. જ્યારથી શિરીષને પોલીસે પકડયો, ત્યારથી એનાં પડોશીઓમાં એકાએક એ 'ખરાબ માણસ' બની ગયો હતો. એટલે કોઇ પણ નવો માણસ એના નામની પૂછપરછ કરે કે તુરત તેઓ નવું કૌતક જોવા બારી બારણામાં ડોકિયાં કરતાં.

પોતાનું નામ પૂછાતું સાંભળી શિરીષ બહાર આવ્યો. 'ભાસ્કર, તું? આવ, આવ...'

'ઘણા દિવસથી તને મળવાનું મનં હતું પણ આજે એકાએક છાપામાં વાંચ્યું એટલે થયું કે હવે તો આજ ને આજ મળી લઉં.'

'છાપાંવાળાઓને બીજો શું કામધંધો હોય છે?'

'એમને લીધે તો હું જાણી શકયો કે તું આફતમાં સપડાયો છે. હું મારી તરફથી જોઇએ તે મદદની 'ઓફર' કરવા આવ્યો છું.'

'થેન્કસ. અત્યારે તો ખાસ કંઇ જરૂર નથી. જોઇશે ત્યારે જરૂર કહીશ. તારૂં કેમ ચાલે છે? મારાં ભાભી...'

'ભાભી કહેવાને હજુ વાર છે!' ભાસ્કર વચ્ચે જ બોલી ઉઠયો.

'કેમ?'

'કેમકે, હજુ અમે મિત્રો તરીકે જ રહીએ છીએ: નૈષ્ટિક બ્રહ્મચારીની રીતે. છ મહિનાનો અમારો એ સહવાસ અમો બન્નેના દિલને ખાત્રી કરાવી આપશે કે, પતિ પત્ની તરીકે રહેવા માટે અમારો મનમેળ થઇ શકયો છે, તો પછીથી એ વિચાર કરીશું.'

'ત્યારે આપણા શહેરની ચોવાંરી ન્યાતે ઉતાવળ જ કરીને?... તમારી મૈત્રી કેવીક ચાલે છે?'

'અત્યાર સુધી તો કંઇ વિઘ્ન નડયું નથી. હું એક શાળામાં શિક્ષકનું કામ કરું છું : પુષ્પા પણ શિક્ષિકા છે...'

'ત્યારે તમારો આ સંવનનનો 'પિરિયડ' છે કે પ્રેમોપાસનાનો ?'

'શિરીષ, અમારો આ પ્રયોગ પ્રગલ્ભ બને, અમારો આ સહવાસ અમારાં વિચાર, વર્તન અને વલણમાં સમતાભરી એકતા જન્માવવામાં કારણભૂત બને, તો અમારો આ અભિનવ અખતરો આપણી અત્યારની લગ્નપ્રથામાં ક્રાંતિ કરાવનારો નીવડશે, એવી અમારી ખાત્રી છે, એટલે અત્યારનો અમારો સંક્રાંતિકાળ સાચી પ્રણયોપાસનાની યોગ્યતા મેળવવાની પૂર્વ તૈયારી છે.'

'એમાં તમે સફળ થાઓ અને આપણી જરાજીર્ણ બની ગયેલી લગ્નપ્રથામાં યોગ્ય પરિવર્તન થાઓ. આ લફરામાંથી છૂટયા પછી એક દિવસ હું ને પૂર્ણિમા તારે ત્યાં આવીશું.'

'જરૂર.'

'દરમ્યાન તમે એક વખત તો અહીં આવો.'

'ઘણી જ ખુશીથી.'

[ ૩ ]

પિનાકીને પોતાના લાગવગનાં ચક્રો ગતિમાન કરી દીધાં હતાં. પોલીસ તપાસ પણ શરૂ થઇ ચૂકી હતી. પિનાકીન એકીસાથે પરાગ, શિરીષ અને રોહિણીને પાંશરાં કરી, વિશાખાને પણ પોતાનું પાણી બતાવવાનું ગણિત માંડી રહ્યો હતો.

વિશાખાની વ્યાકુળતાને સીમા નહોતી. 'એક વખત મારી રોહિણીનો પત્તો મને મળે !' પતિ પાસે આશ્વાસન શોધતાં એણે કહ્યું.

'તો શું એ વંઠેલી છોકરીને હું ઘરમાં પગ મૂકવા દઉં ?'

'તમે એના બાપ થઇને આવું બોલો છો ?'

'જે મને બેઆબરૂ કરવા નીકળી એવી છોકરી માટે બીજું શું બોલું?'

વિશાખાના હાડેહાડમાં વીજળી ફરી વળી.

'તમારી આબરૂ? યાદ કરો, હું બાલવિધવા હતી, યુવાન હતી, તમારા સુધારકમંડળને આશ્રરે શિયળની સાચવણી માટે આવી હતી; તે વખતે મારી આબરૂ લેતાં તમારી આબરૂનો વિચાર કર્યો હતો કે? તમારે વળી આબરૂ શાની? તમારા જ પાપનો પડઘો, હળવે રૂપે રોહિણી મારફત આજે પડી રહ્યો છે!'

'મારી સામે આટલું બોલવાની તું હિંમત કરે છે? તેં જ રોહિણીને અવળે રસ્તે વાળી છે...' પિનાકીન તાડૂકીને દાંત કચકચાવવા લાગ્યો.

'આવું બોલતાં તમને શરમ નથી આવતી! તમે તો માણસ છો કે...'

'રાક્ષસ છું, જો!' પિનાકીને ક્રોધથી વિશાખાના પડખામાં જોરભરી લાત ફટકાવી કાઢી!

'મારો, મારો! ઓ, નારીપ્રતિષ્ઠાના પૂજક! હિંદુસમાજના સ્વયંભૂ ઉદ્ધારક! સમાજ સુધારક! મારો, તમારાં વચનબાણ કરતાં આ લાતોના ઘા વધુ હળવા છે!'

દાંત કચકચાવતો પિનાકીન પોતાની ઓફિસમાં ગયો. ત્યારે સાંજનાં છાપાંમાં રોહિણીને પરાગ અને શિરીષે ફસાવ્યાની એણે પોલિસમાં નોંધાયેલી ફરિયાદની રંગબેરંગી ખબરો છપાઇ હતી: મુંબઇનાં માનવીઓ એ ખબરોની વિવિધ પ્રકારની મોજ માણી રહ્યાં હતાં. તે દિવસે સમાજસુધારાના નામ ઉપર જેટલી ગાળોનો વર્ષાદ વર્ષ્યો તેની તો ગણતરી પણ થઇ શકે તેમ નહોતું.



# ૧૪ : પ્રફુલ્લ હાસ્ય

[ ૧ ]

**શિ રી ષ સા મે નો** મુકદ્દમો સારાયે મુંબઇ શહેરના વાતાવરણમાં ઝંઝાવાત જગાડી ગયો. જ્યાં સુધી એ મુકદ્દમો ચાલ્યો ત્યાંસુધી અદાલતને આંગણે માનવમહાસાગર હિલોળા લેતોઃ સવાર સાંજનાં છાપાં વાચનારાઓનાં ટોળેટોળાં જામતાં અને વિધવિધ વિચારનાં માનવીઓ મનને ફાવે તે રીતે વાણીદ્વારા મનની ચેળ ઉતારતાં.

શિરીષ નિર્દોષ ઠરીને છૂટી ગયો તે દિવસે પિનાકીનની સ્થિતિ વિચિત્ર થઈ પડી. રોહિણીએ પરાગ સાથે ચાલી જતી વખતે લખેલો પત્ર જ પિનાકીનને પરાજય અપાવવા માટે પૂરતો હતો. પરંતુ વિશાખાની સાક્ષી પણ શિરીષની તરફેણમાં જ પડી ત્યારે પિનાકીનને પોતાના પરાજયની ખાત્રી પડી જ ગઇ હતી. છતાં છેલ્લે દિવસે રોહિણી અને પરાગે ઓચિંતા અદાલતમાં હાજરી આપી, ચાલતા મુકદ્દમામાં સાક્ષી આપી, પછી તો ન્યાયાધિશના મનમાં શિરીષના સંબંધમાં સહેજ પણ શંકા રહી નહિ. એટલે એમણે પોતાના ફેંસલામાં શિરીષને નિર્દોષ જાહેર કરી, આવા મુકદ્દમામાં પોલીસે શિરીષને પકડવામાં અને તપાસમાં ચલાવેલી રીતભાતની ટીકા કરી, એટલું જ નહિ પણ પિનાકીનને એની સામે કિન્નાથી પ્રેરાઇને જ આ ફરિયાદ કરેલી છે, માટે શિરીષને તે સંબંધમાં દાદ માગવી હોય તો તેને તેમ કરવાની સલાહ પણ આપી.

છતાં શિરીષે પડેલા પર પાટુ મારવાની ના જ પાડી, સુવદનનો અતિ આગ્રહ હતો કે, આવા ઢોંગી અને ઉજળા થઈ ફરતા બદમાસને તો એનાં પાપનો યોગ્ય બદલો આપવો જ જોઇએ. ત્યારે પણ શિરીષે નમ્રભાવે કહ્યું: 'એ કામ ઈશ્વરનું છે અને આપણે એને માટે જ રહેવા દેવું જોઇએ.'

પિનાકીનવાળા પ્રસંગે સુધારાના નામે ચાલી રહેલા દંભનો શિરીષને ખ્યાલ આપ્યો. આ નવીન પ્રકારનો સભાન મહાદંભ રૂઢિરક્ષકોનાં અભાનદંભ કરતાં સમાજને વધુ નુકસાન કરનારો નિવડવાનો, એટલી ખાત્રી ત્યારે એના મનને થઇ ગઈ, એની સાથે સાથે જ સમાજવાદી અને સામ્યવાદી બિરાદરોના પ્રચાર હથોડા એના માથામાં પછડાઈ રહ્યા હતા, એથી એનાં હૃદય અને બુદ્ધિ વચ્ચે વિસંવાદ જાગ્યો હતો. આવી મનોદશામાં એ ગૂંચવાઇ ગયો હતો તેવામાં જ બારણા ઉપર ટકોરા પડયા.

ભાસ્કર પુષ્પાને લઈને શિરીષને અભિનંદન આપવા આવ્યો હતો. તેણે પૂર્ણિમા અને પુષ્પાને પરસ્પર ઓળખાણ કરાવ્યું, ત્યારે પૂર્ણિમાએ નિખાલસ ભાવે કહ્યું : 'ઓહ્ હો ! પુષ્પાબહેન તમે જ !'

'હા...જી...!' પુષ્પા બે અક્ષરો પર ખાસ ભાર મૂકીને બોલી

એનો મર્મ સમજી ગયેલા ભાસ્કરે પૂછ્યું : 'કેમ પૂર્ણિમા બહેન, તમે પુષ્પાને કેવી કલ્પેલી ?'

'આ તો, મજાનાં ફૂલ જેવાં કોમળ અને મીઠાં છે...'

'...ત્યારે તમે એને વજ્ર જેવી કઠોર અને કડવી ધારેલી...!'

"વજ્રથી યે કઠણ અને પુષ્પથી ય કોમળાં;
કો જાણે સ્ત્રી શક્તિનાં એવા એ દિલને ખરાં !"

શિરીષે જૂની કવિતાનું નવા સ્વરૂપે રૂપાંતર કરી બતાવ્યું, એટલે ત્યાં હાસ્યનું મોજું ફેલાઈ વળ્યું.

એ મોજું શમ્યું એટલે પુષ્પાએ મંદ મંદ હાસ્ય સાથે કહ્યું : ' પૂર્ણિમા બહેન ! સાચું કહેજો, તમે મને કેવી કલ્પેલી ? '

' આટલાં કોમળ અને આવાં પ્રેમાળ હસમુખાં તો નહિ જ...'

' ત્યારે રણચંડી જેવી ? '

' ભાસ્કર ! તું અમારી વચ્ચે શા માટે બોલે છે ? '

' કેમકે પુરૂષનો એ અધિકાર છે ! ' શિરીષ બોલી ઉઠયો. ' પુરૂષ જૂનવાણી સમાજ સામે સુધારક થઇને લડવા નીકળે, છતાં એના હૈયામાં સૂતેલા સનાતન પુરૂષને એ પ્રાણની માફક પકડી રાખે છે...'

' શિરીષ, તારી ભૂલ છે. પુષ્પા સમી વજ્ર નિશ્ચય બળવાળી સ્ત્રીશક્તિ પાસે એ પુરાણો પુરૂષ તો ડરી ગભરાઇને પોબારા જ ગણી જાય...'

' ભાસ્કર, શિરીષભાઈ ! તમારા એ પુરૂષને હમણાં મહાકાળના ખોળામાં જરા સૂઇ રહેવા દેશો...'

' સ્ત્રી શકિતનો કોઇ સંયુકત મહાપ્રયોગ શરૂ થવાનો છે કે શું ? '

' ભાસ્કર ! પ્લીઝ, બી કવાએટ...'

' યસ, મેડમ ! ' ભાસ્કર અદબ પલાંઠી વાળીને બેસી ગયો.

' પૂર્ણિમાબહેન, મારે તમારો નિખાલસ અભિપ્રાય જાણવો છે.' કહીને પુષ્પાએ પૂછ્યું. ' તમે મને લડાયક અને કઠોર માનેલી ? '

' એકદમ એવાં તો નહિ, પણ જે કન્યા કૌમાર દશામાં સારાયે સમાજની સામે થઇ. એક નવજુવાન પુરૂષમિત્ર સાથે એકલી રહેવા તૈયાર થાય, એના નૈતિક બળ જેટલું હૃદયબળ તો હોવું જ જોઇએ, એમ મને લાગ્યું હતું.' પૂર્ણિમાએ કહ્યું.

' પણ તેથી એવી સ્ત્રીઓ કઠોર, શુષ્ક અને લડાયક જ હોવી

જોઇએ, અને એમનામાં સ્ત્રીસહજ કોમળતા, સુંદરતા, પ્રેમાળતા ન જ હોય એમ શા માટે માનવું?'

'પુષ્પાબહેન, મારી કલ્પનાનો એ દોષ હશે...'

'ના, પુષ્પાબહેન, સ્ત્રીજાતિની એ સ્વાભાવિક માનસિક નબળાઇ; જેને હું હીનમાનસ કહું છું. સ્ત્રી ખરી રીતે સ્ત્રીને જ ઓળખી શકતી નથી...'

'શિરીષભાઇ, એમાં મોટો દોષ પુરૂષોનો જ છે. શાહીવાદીઓ તાબેદાર પ્રજાનું કરે છે તેમ, પુરૂષોએ જ સ્ત્રીઓનું સ્વત્વ શોષી લેવા એમને સ્વપણાનું ભાન ભૂલાવી પુરૂષાવલંબી બનાવી છે. પણ તમારી એ વાત પછી, હમણાં મને પૂર્ણિમા સાથે વાત કરી લેવા દો...'

'ત્યારે અમે શું કરીએ?' શિરીષે હસીને પૂછ્યું.

'અમારી વાતો સાંભળો.' પુષ્પા હુકમ કરતી હોય તે રીતે બોલી.

'અથવા તો મહેમાનો માટે શિરીષ ચા—નાસ્તાની તજવીજ કરે...'

'ભાસ્કર!' શાળામાં તોફાન કરતા વિદ્યાર્થીઓને શિક્ષક 'શાંત થઇ જાઓ' કહેતો હોય, એવા ભાવે પુષ્પા બોલી.

ફરીથી ભાસ્કરે અદબ—પલાંઠી વાળી શાંત થઇ જવાનો દેખાવ કર્યો.

'મેં એમ માનેલું કે આટલી હિંમત કરનાર બાઇ લડાયક ખમીરની જ હોઇ શકે. તમારે લીધે તો આખું ગામ ખળભળી ઊઠયું...' પૂર્ણિમા આગળ બોલતાં અચકાઇ ગઇ.

'અને તેથી ગભરાઇને અમે ગામ છોડીને ભાગ્યાં!'...

'હું નહિ હો પૂર્ણિમાબહેન, ભાગ્યા તો ભાસ્કર, અહીં તો નાસે તે બીજા...' પુષ્પા એ વખતે લડવૈયા જેવી લાગી.

'એકલા ભાસ્કરનો જ એ દોષ નથી, એમ તો હું ને પૂર્ણિમા પણ નાસી જ આવ્યાં છીએ. અને તે પણ તમારે જ લીધે.' શિરીષે હસતાં હસતાં કહ્યું.

'અમારે લીધે ?' ભાસ્કરે પૂછ્યું.

'પૂર્ણિમા, તું જરા ચા નાસ્તાવાળું કરી નાખને, દરમ્યાન હું આપણા વાળી કથા એમને કહી સંભળાવું છું.' શિરીષે એમ કહીને વાત શરૂ કરી.

[ ૨ ]

'તે દિવસે ભાસ્કરભાઈએ તમારા સહવાસની યોજનાની જે વાત કરી, તે જાણીને મને એમ તો થયું કે ગામલોકોએ તમને નિંદવામાં ભૂલ કરી છે.' નાસ્તો કરતી વખતે પૂર્ણિમાએ કહ્યું.

'પૂર્ણિમાબ્હેન, ભૂલ નહિ, એ જ આપણા સમાજનો દંભ છે. એ દંભની સામે થવા માટે જ મેં ને ભાસ્કરે કમર કસી છે...'

'પુષ્પાબ્હેન, તમારી હિંમત ગજબની છે. મારામાં તો એટલી હિંમત નથી.'

'છતાં તમે શિરીષભાઈ સાથે ઘસડાઓ છો ને ?'

'કેમકે હું એમને પરણી છું...'

'એટલા માટે જ ની સમજે કે ઇચ્છા વિના પતિની પાછળ પણ ઘસડવું એ પોતાની જાતને અન્યાય કરવા જેવું અને જેની પાછળ ઢોરની માફક ઘસડાઇએ એને આપખુદ બનાવવા જેવું થાય.' પુષ્પાએ કહ્યું.

'શિરીષ, આપખુદ સરમુખત્યાર નહિ જ હોય એમ કોણે કહ્યું ?' ભાસ્કરે મમરો મૂક્યો.

'સંસારભરમાં પુરુષ માત્ર પહેલો પતિ છે: પતિ એટલે જ

સરમુખત્યાર ! કેમ, ખરું કે નહિ પુષ્પાબહેન ?' શિરીષે ગંભીર વાતને હળવી બનાવી.

'એ તો મને શી ખબર ? હું હજુ કોઈની પત્ની બની નથી અને કોઈ મારો પતિ નથી. પિતા જેવા વડીલનોયે વિરોધ વહોરીને મેં તો લગનની સંસ્થામાં ઘુસેલા સડાને દૂર કરવાનો અભિનવ અખતરો આરંભ્યો છે...'

'એમાં જોખમ નથી દેખાતું ?' પૂર્ણિમાએ પૂછ્યું.

'ના, હજી સુધી તો નથી દેખાયું, છતાં ધારો કે જોખમ દેખાય તો પણ અત્યારે માબાપોના કબાલા થઈ પડેલાં લગ્નો કરતાં ઓછું.' પુષ્પાએ કહ્યું.

'ઉમ્મરલાયક યુવાન અને યુવતી સાથે રહે એ જરા અજુગતું ખરું ને...'

'પૂર્ણિમાબહેન, એ તો માન્યતાનો દોષ. એક ઘટના બને જતી હોય એમાં આસ્થા મૂકવાની ટેવ પડી જાય છે, નવા તરફ આસ્થાને બદલે કુશંકાઓ કરવાની આપણી પુરાણી ટેવ છે. ગાંધીજીએ 'બ્રહ્મચર્ય' વિષે લખતાં કહ્યું છે કે: '...બ્રહ્મચર્ય મન, વચન અને કાયાથી પાળવાનું હોય. જે શરીરને કાબૂમાં રાખતો જણાય છે પણ મનથી વિકારને પોષ્યા કરે છે તે મૂઢ મિથ્યાચારી છે...મનને વિકારી રહેવા દેવું ને શરીરને દાબવાનો પ્રયત્ન કરવો તેમાં નુકસાન છે.' છતાં આપણો જૂનવાણી સમાજ મનને માંકડાની માફક કૂદાકૂદ કરવાની છૂટ આપી શરીરને દાબવાનો ઉલટો પ્રયોગ ઠોકી બેસાડવા મથે છે!'

'પૂર્ણિમાબહેન, માટે જ આપણા મૂઢ અને મિથ્યાચારી સમાજે આપમેળે થઈને સમાજને ભયંકર દંભ, જૂઠ અને અનીતિને માર્ગે વાળી દીધો છે.' ભાસ્કરે કહ્યું. 'નીતિ–નીતિના નામની બાંગો મારનારાઓ જ અનીતિનાં આચરણ કરતા હોય છે: લગ્ન પહેલાં

કુમાર કુમારિકાઓના બ્રહ્મચર્યના વ્રતનો કન્યાઓનાં વડીલોએ ભંગ કરાવ્યો હોય એવાં જોઈએ તેટલાં ઉદાહરણ આપણા જ ગામમાં, આપણી જ ન્યાતમાં છે. ન્યાતના આગેવાન થઈને ફરનારાઓ પરીક્ષા પાસ કરવા જેવી તુચ્છ બાબતમાં અનેક વિધવા વિદ્યાર્થિનીઓ અને શિક્ષિકાઓના શિયળનાં બલિદાન લે છે, એના પણ જોઈએ તેટલા પુરાવા મોજૂદ છે.'

'માટે અમે સાચા અર્થમાં પરણીને પ્રભુતામાં પગલાં પાડવા સારૂ આ કાચો પારો પચાવવા જેવા નવા અને આકરા અખતરાનો આશ્રય લીધો છે. જે પ્રેમમાં પ્રભુતા છે તે ઉભય પ્રેમીઓને પ્રભુતાના ઉર્ધ્વગામી માર્ગે દોરી જાય છે. જે પ્રેમ વાસના પર ટકયો છે તે પ્રેમ નથી. એ તો વાસનાતૃપ્તિનું ઢાંકણ માત્ર છે. જે પુરૂષ સ્ત્રીને કેવળ વિષયતૃપ્તિનું સાધન માને છે, તે પુરૂષને સ્ત્રી વિષયાસકિતને જોરે પોતાના હાથનું રમકડું બનાવે છે.'

'પુષ્પા બહેન, ત્યારે તો તમે આરંભેલો અખતરો અવગણવા જેવો નહિ પણ આવકારને યોગ્ય છે.' પૂર્ણિમાએ ગંભીર ભાવે કહ્યું. 'સાચું કહું તો મને તમારા આ અપૂર્વ હિંમતવાન પગલાનું રહસ્ય સમજાયું જ નહોતું : કેમકે, મેં એ ગંભીર ભાવે સમજવાનો વિચાર કર્યો નહોતો...'

'ઉલટું એ પ્રયોગ અમારા ઘરને સમરભૂમિ બનાવનાર નિવડયો, તેથી વિના વિચારે અકારો લાગ્યો હતો; એમ પણ સાથે સાથે કહી નાખને, પૂર્ણિમા!'

'પુષ્પાબહેન, એ બધા પોતાના જ મનતરંગો છે.' પૂર્ણિમાએ શિરીષની વાતને હસી નાખી

'અથવા તો શિરીષ પોતાના મનોભાવનું ચાલાકીપૂર્વક તમારી ઉપર આરોપણ કરે છે?' ભાસ્કરે પૂછ્યું.

'ભાસ્કરભાઇ! પુરૂષ પુરૂષને સારી રીતે સમજી શકે છે, એટલે તમે જ કહોને, અથવા તમારા મિત્રને પૂછીને નક્કી કરોને?' પૂર્ણિમા હસી.

'ભાસ્કર, આજે જ્યારે આપણે દિલ સફાઇથી વાતો કરી રહ્યાં છીએ, ત્યારે મારે સ્વીકારવું જોઇએ કે એમાં ખરો ગુનેગાર હું જ છું. મારા ઉતાવળા અને માની સ્વભાવને લઇને હું બાનાં એક બે વચનો ય ભૂલી જઇ શકતો નથી, તેમ મારી એ જ ત્રુટિયો પૂર્ણિમાના વ્યકિતત્વને કચરી રહી છે.' શિરીષે કહ્યું.

'તો આજથી તમે પણ એક નવો અખતરો શરૂ કરો...'

'પુષ્પાબહેન! અમે...'

'હા શિરીષભાઇ, તમે; તમે પરણી ચૂકેલાં છો એટલે હું તમને પ્રેમમંદિરમાં પ્રવેશવાના અધિકારી બનવાનું કહેતી નથી, પણ પ્રેમમંદિરની પવિત્રતા જાળવવાનું વ્રત લેવાનું કહું છું. ગાંધીજી તો વિવાહિતોને ય અવિવાહિત જેવાં થઇ જવાનું કહે છે. પણ હું તો તમારી પાસે નજીવી જ માગણી કરૂં છું. બહેન તરીકે, આજના પ્રથમ પરિચયે જ એટલો હક તમે મને આપશો?'

'ઘણી જ ખુશીથી!' શિરીષે કહ્યું.

'શિરીષ, સાવધાન! હજી તો પૂરી ઓળખાણ સુદ્ધાં થઇ નથી ત્યાં તો માગણીઓ શરૂ થઇ ગઇ. પુષ્પા ક્યાંક તને ફસાવે નહિ.' ભાસ્કરે મજાક કરી.

'આવી હિંમતવાળી બહેનને હાથે ફસાવું એ પણ સુભાગ્ય હશે, ભાસ્કર! નિનાકીન જેવાના હાથે ફસાયા પછી એ તો આશ્વાસન થઇ પડશે. માગ બહેન...'

'માગું છું એટલું જ કે હવેથી પૂર્ણિમાબહેનના વ્યકિતત્વને સંપૂર્ણ રીતે વિકસવાની તક મળે તેમ કરવું. તમે તો સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતી છો ને?'

'જરૂર.'

'સ્ત્રીઓની એ સ્વતંત્રતા ન્યાયમંદિરોમાં કે ધારાગૃહોમાં સિદ્ધ થવાની નથી. એ તો ઘરમાં અને શયનખંડોમાં જ સિદ્ધ થવાની છે. તમે તો પરણી ચૂક્યાં છો, બાકી સ્ત્રીને સ્વતંત્ર થવું હોય તો તે કોઈની વરાવી વરે નહિ પણ જાતે જ, આત્મા ઓળખી શકે એવા વરને વરે એ અનિવાર્ય જરૂરી છે. ઘરમાં અને શયનખંડમાં કુટુંબ અને પતિ સ્ત્રીના વ્યક્તિત્વના સર્વાંગીણ વિકાસની વચ્ચે કશી જ આડખીલી ઉભી ન કરે એ વિવાહિતાઓ માટે જરૂરી છે.'

'બહેન, હું એમ કરવા વચનથી બંધાઉં છું.'

'શિરીષભાઈ, એ વચનને હું તમારા તરફની વીરપસલી ગણીશ.'

'પૂર્ણિમાબહેન! તમે કંઈ નહિ માગો? હું પણ તમારો ભાઈ છું ને!' ભાસ્કર હસ્યો.

'હું મારો એ હક અત્યારે અનામત રાખું છું.' પૂર્ણિમાએ કહ્યું.

'પાછળથી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે લેવા?' પુષ્પાએ રમૂજ કરી.

'દ્રૌપદીની માફક જરુર પડે તમને યાદ કરીશ, ભાઈ!'

'અને ત્યારે હું ગરૂડ લેવા પણ ઊભો ન રહેતાં દોડતો તારી વહારે આવીશ, બહેન!'

'અરે, વાહરે કળિકાળનાં દેવો?' શિરીષ એમ કહીને હસ્યો, તે સાથે ફરીથી ત્યાં હાસ્યનો વંટોળ જામ્યો.

[ ૩ ]

'શિરીષભાઈ! બહુ ગેલમાં છો ને શું?' રોહિણીએ ખંડમાં પગ મૂકતાં મૂકતાં કહ્યું.

એની પાછળ પાછળ પરાગ આવ્યો.

'આવો, આવો.' શિરીષ ને પૂર્ણિમા એક સાથે જ બોલી ઊઠયાં.

એમની જ સ્વૈચ્છિક સાક્ષીથી શિરીષ નિર્દોષ ઠર્યો હતો, એથી પૂર્ણિમા પોતાને એમની ઋણી માનતી હતી.

ભાસ્કરને જોઇને પૂર્ણિમાને સંકોચ થાય તે પહેલાં જ શિરીષે કહ્યુંઃ 'ભાસ્કર, પુષ્પાબહેન, આ મારાં મિત્ર રોહિણી અને પરાગ. રોહિણીબહેન મિ. પિનાકીનનાં સુપુત્રી છે. શ્રીયુત પરાગકુમાર સાથે એમણે સ્વતંત્ર રીતે 'સિવિલમેરેજ' કર્યાં છે. એમણે મને અપાર મદદ કરી છે...અને આ ભાસ્કર અને પુષ્પાબહેન, અમારાં એ સન્મિત્રો છે. એમણે લગ્ન પહેલાં લગ્નોપાસના માટે સાથે રહેવાનો નવો પ્રયોગ આદરી સમાજને ચમકાવી મૂકયો છે.'

ચારે જણાંએ અરસપરસને વંદન કર્યાં.

'શિરીષકુમાર, પરાગ તમારી સાથે વાત કરવા આવ્યો છે.' રોહિણીએ કહ્યું.

ભાસ્કરે એ વખતે ઉઠવાનો પ્રયત્ન કર્યો. 'પુષ્પા ! ચાલો !'

'હા.'

'ના ના, પુષ્પાબહેન, અમારી વાત ખાનગી નથી. વળી તમારે એમને એમ ચાલી જવાનું નથી. મારે તમારી સાથે વાતો કરવા છે...તમારી નૈતિક હિંમત માટે પહેલાં તો મારાં અભિનંદન !' રોહિણી ઉતાવળે બોલી ગઇ.

'હા, હા, બેસને ભાસ્કર, બેસોને, તમે બન્ને !' શિરીષ ભૂલ સુધારીને હસ્યો. 'કેમ, મિ. પરાગકુમાર !'

'મારે વિશેષ-ખાસ તો કશું કહેવાનું નથી જ. રોહિણીના કહેવાથી મને કાલે જ ખબર પડી કે રાઘવજીના અન્યાયી લગ્ન સામે થવા જતાં, તમારે અન્યાયના ભોગ બનવું પડયું છે.'

'એ તો હોય.'

'એ બાબતમાં મારે તમને ધન્યવાદ કે આશ્વાસન આપવાં નથી. એ તો સહુ સહુની ફરજનું કામ...પણ મને એમાંથી મારી ફરજનું ભાન થયું છે. મને લાગ્યું છે કે એક સાપ્તાહિક આપણે શરૂ કરીએ...'

શિરીષે સૂચક ભાવે પરાગ સામે જોયું.

'તમારે એની આર્થિક બાબતની ચિંતા મારે સારૂ રહેવા દેવાની.' શિરીષના મનોભાવ સમજી જઈને એણે કહ્યું. 'ફક્ત તંત્રીખાતાની જવાબદારી તમારી.'

'હા...' શિરીષ સાશ્ચર્ય જોઇ રહ્યો હતો.

'એમાં વિલંબ કરવાની જરૂર નથી. છાપખાનું, કાગળ, ડેકલેરેશન એ બધી બાબતની અર્ધીપર્ધી તજવીજ તો મેં કરી નાખી છે. રાઘવજીના લગ્ન બાબતનો જે તમારો લેખ 'નૂતનસમાજ'માં ન છપાયો, તે જ લેખ તમારે આવતીકાલે છાપખાનામાં આપવાનો...'

'હા...'

'આગીદારી, પગાર કે પુરસ્કાર તમને જે પસંદ હશે તે વાત મારે મંજૂર છે.'

શિરીષ સામે એકાએક હા–નાની ગંભીર જવાબદારીનો પ્રશ્ન રજૂ થયો એટલે એ વિચારમાં ડૂબી ગયો.

'શિરીષભાઈ, મારા પિતાજીએ તમને જે મહાઅન્યાય કર્યો છે, તેનો સારા જમાઈ તરીકે પરાગ યત્કિંચિત્ બદલો વાળવા માગે છે.' રોહિણીએ એમ કહીને સહુને હસાવ્યાં.

'મારે એ વાત કબૂલ છે.' શિરીષે કહ્યું.

'મારે અને મિસ્ટર ભાસ્કરને આજે પ્રથમ મળવાનું થાય છે...' પરાગના વાક્યને વચ્ચેથી ઉંચકીને શિરીષે કહ્યું.

"એનો કંઈ વાંધો નથી. ભાસ્કરે ફર્સ્ટ ક્લાસમાં એમ. એ. પાસ કરી છે. પુષ્પાબહેન બી. એ. ના બીજા વર્ગમાં આવ્યાં છે..."

'એ આપણી સાથે જોડાય એવી મારી ઇચ્છા છે.'

'જરૂર, જરૂર, કેમ ભાસ્કર ?' શિરીષે પૂછ્યું.

'પુષ્પાબહેન, આપણને સહુને સાથે ઠીક ફાવશે.'

'બધાં જ બંડખોર !' પૂર્ણિમા બોલી.

'ના, ના, સહુ સમાજના બહારવટિયા.' રોહિણી હસી. એણે જરા ધીરેથી શિરીષના કાનમાં કહ્યું : 'બા પણ હવે બાપુજીથી ખૂબ કંટાળી છે. એ અમારી સાથે રહેવા આવે તો નવાઇ નહિ.'

'એમ થવું જ જોઇએ, એમ થ–વું–જ જોઈએ.' શિરીષ સ્વગત બબડતો હોય એમ બોલ્યો.

'ચાલો, ત્યારે તમારી નવીન યોજનાની સફળતા ઇચ્છવા માટે હું સહુને સારૂ ચાની વ્યવસ્થા કરૂં.' પૂર્ણિમા એમ કહીને ઉઠી.

'હું તમને મદદ કરાવું.' કહેતી પુષ્પા એની પાછળ ગઇ.

'ત્યારે હું એકલી આ પુરૂષ ટોળામાં શું કરવા બેસી રહું ?' એમ બોલતી બોલતી રોહિણી પણ રસોડામાં દાખલ થઇ.

[ ૪ ]

'પરાગ, તું મારી હિંમતની ખૂબ પ્રશંસા કરે છે, પણ આ પુષ્પાબહેનને તું પૂરેપૂરાં પિછાન્તીશ ત્યારે એમની હિંમતનાં વખાણ કરતાં તું થાકવાનો નથી.'

રોહિણી રસોડામાંથી ચાની ટ્રે લઇને આવતાં જ બોલી ઊઠી.

'જો તને અદેખાઇ ન આવે તો એમનો પ્રશંસક બનવામાં મને જરાયે વાંધો નથી.' પરાગે કહ્યું.

'એમનો અખતરો ગુજરાતમાં તો નવો જ છે' એમ કહી રોહિણીએ ટૂંકામાં એમના ૭ મહિનાના વ્રતની વાત કરી.

પરાગે શાંતિથી એ બધી વાત સાંભળીને કહ્યું: 'પુષ્પાબહેન, અમેરિકામાં 'કોમ્પેનીઓનેટ મેરેજ'ની ચર્ચા ચાલે છે એ વિષે તો તમે વાંચ્યુંજ હશે?

'જડ્જ લીન્ડસેનું 'ધ રિવોલ્ટ ઓફ મોડર્ન યૂથ' અને માર્સેટ હેલ્ડમેન-જુલિયસનું 'વાય આઇ બિલીવ ઈન કોમ્પેનીઓનેટ મેરેજ' મેં વાંચ્યા છે. પરંતુ અમારો પ્રયોગ ધરમૂળની બાબતમાં એમનાથી જુદો પડે છે. એ લોકો મૈત્રી દરમિયાન બ્રહ્મચર્યના પાલન ઉપર ભાર મૂકતાં નથી, જ્યારે અમારા પ્રયોગની ઇમારત લગ્ન પહેલાં મનના વિકારને દાબવાના આત્મસંયમના પાયા ઉપર ઊભી થઇ છે.'

'મિ. પરાગ, અમે દુનિયાના કોઇ પણ દેશ પાસેથી સારી વસ્તુ સ્વીકારવામાં વાંધો જોતાં નથીઃ પરંતુ સ્થળ, કાળ અને પરિસ્થિતિનો વિવેક રાખીને.' ભાસ્કરે પૂર્તિ કરી.

'ધારો કે તમારો એ અખતરો સફળ ન થયો, તો?—'

'તો અમે મિત્ર તરીકે છૂટાં પડીશું અને અમારી નિષ્ફળતાનો સ્વીકાર કરીશું. પરંતુ અમે નિષ્ફળ નીવડીએ એવું અમને લાગતું નથી.' ભાસ્કરે દૃઢતાથી કહ્યું.

'પરાગભાઇ, અમારા અખતરાની અસંભવિતતા બે જ રીતે બની શકે: કાં તો અમારા બેમાંથી કોઇ આત્મસંયમમાં મોળું પડે, અથવા તો...' બોલતાં બોલતાં જરા અટકીને પુષ્પાએ ભાસ્કર સામે જોઇ, સસ્મિત કહ્યું: 'અથવા ભાસ્કરમાં પુરુષ જીવતો થઇ, એ અસહિષ્ણુ બની મારી ઉપર સ્વામિત્વ સ્થાપવા માગે તો.'

ચા પીતાં પીતાં સહુ હસી પડ્યાં.

'આ પ્રયોગની પાછળ તમારો કયો ઉદ્દેશ છે?' પરાગે પૂછ્યું.

'એક તો રોહિણી અને તમારા 'સિવિલ મેરેજ' પાછળ જે હેતુ છે તે.' પુષ્પાએ કહ્યું. 'સ્ત્રી પુરુષની ફરજિયાત તાબેદાર રહેવી જ જોઇએ એ જરાજીર્ણ પુરુષવાદનો ધરમૂળથી વિરોધ: એ અમારો પહેલો ઉદ્દેશ, લગ્નની પુરાણી પ્રથામાં પેઠેલો સડો દૂર કરવો એ અમારો બીજો ઉદ્દેશ.'

'પણ એથી સમાજવ્યવસ્થાની ગડી ઉકલી નહિ જાય?'

'પરાગભાઈ! અન્યાયી સમાજવ્યવસ્થાની ગડી જરૂર ઉકલી જશે, પણ સાથે સાથે અમે એની ન્યાયી વ્યવસ્થાની નવી નીતિ વિધાયક રીતે સમાજ પાસે મૂકીએ છીએ ને?'

'લોકો એમાં અનીતિ જોશે...'

'જોશે શું, જૂએ જ છે. એટલે તો ભાસ્કરના કુટુંબનો એની ન્યાતે બહિષ્કાર કર્યો જ છે. એથી અમે ગભરાઇ જવાનાં નથી. ખરી રીતે તો ચાલુ લગ્નવ્યવસ્થાને લીધે જ સમાજમાં અનેક જાતની ઘૃણાત્મક બદીઓ દાખલ થઇ, પોષાઇ, બરદાસ્ત કરાઇ ચાલુ રહે છે. અમે અમારા પ્રયોગથી બતાવવા માગીએ છીએ કે, એથી જ સમાજમાં દંભને બદલે પ્રમાણિકતા અને અનીતિને સ્થાને નીતિ દાખલ થશે. છતાં સમાજ નવા અખતરાથી હંમેશાં ગભરાય છે, તેનાં પણ કેટલાંક કારણો છે.'

'કયાં કયાં?' રોહિણીએ પૂછ્યું.

'પહેલું કારણ તો એ કે વાર્ધક્ય હમેશાં યૌવનની તરફ અવિશ્વાસ બતાવી તેનો વિરોધ કરે છે. એમને યૌવનની પ્રમાણિકતામાં શંકા છે. યુવાનીને એ લોકો માત્ર ગદ્ધાપચીશી કહીને ઉતારી પાડે છે; યુવક-યુવતીઓમાં અક્કલ જ હોતી નથી, તેઓ ઉતાવળાં હોય છે:

ઊર્મિલતાને સહજમાં વશ થઇ જાય છે: વ્યવહારનું એમને ભાન હોતું નથી, એવી એમની દલીલો હોય છે.'

'અને એ દલીલો ખોટી છે?' પરાગે પૂછ્યું.

'સર્વાંશે ખોટી નહિ તેમ સર્વાંશે સાચી નહિ. એમ તો પીઢ અને વૃદ્ધ વયની સામે પણ દાખલા દલીલોથી એવા આક્ષેપ આરોપી શકાય તેમ ક્યાં નથી?'

'પુષ્પાબહેન, તમે આ સંબંધમાં ઊંડો વિચાર કર્યો લાગે છે?'

'ભાસ્કરને અન્યાય ન કરો, પરાગભાઇ! એમણે પણ સર્વાંગીણ વિચારો કર્યા છે: કહો ને કે અમે સાથે મળીને એ બધા વિચારો કરી આ પગલું ભર્યું છે.'

'તો એ વિચારોનો પ્રચાર તમે ને ભાસ્કરભાઈ આપણા પત્રદ્વારા કરવાનું મને વચન આપો.'

'આજ ને આજ નહિ. અમને થોડાક કલાક તો એ બાબતનો વિચાર કરી નિર્ણય માટે આપો.'

'વધુમાં વધુ અડતાલીસ કલાક, બસ?'

'મિ. પરાગ, તમે સરમુખત્યાર લાગો છો!'

'ભાસ્કરભાઇ! સારા કામમાં સરમુખત્યારી જ શોભે!'

'તમે પણ ગાંધીજીનું અનુકરણ કરતા લાગો છો!'

'શિરીષકુમાર! ગાંધીજી તો મોટા માણસ છે. પરંતુ આપણે આપણા નાનકડા ક્ષેત્રમાં એમનું અનુકરણ કરીએ તો ખોટું શું?'

'પરાગ, ઉઠીશું હવે?' રોહિણીએ કાંડા ઘડિયાળ સામે જોઇને પૂછ્યું.

'હા...બોલો ત્યારે મિ. શિરીષ આપણે ક્યારે મળીશું?'

'કાલે જ.''

'અને ભાસ્કરભાઈ, આપણે?'

'હું શિરીષ મારફત કહેવડાવીશ.'

શિરીષનાં મહેમાનો ગયાં ત્યારે વાતાવરણમાં નવું જ ચેતન લહેરાવા લાગ્યું. પૂર્ણિમા શિરીષ સામે જોઈને ઊર્મિભર્યું પ્રફુલ્લ હાસ્ય હસી : જીવનમાં પહેલીજવાર.

'કંઇ બહુ લહેરમાં આવી ગઈ?' શિરીષે પત્નીનો હાથ પકડીને ખેંચી.

'આજે બહુ જ આનંદ થયો.' પૂર્ણિમાએ પતિને ખભે હાથ મૂકયો.

શિરીષે એના ઉત્તમાંગને ઉન્નત કરી અધરોષ્ઠ ચૂમ્યા, ત્યારે અભાનપણે પૂર્ણિમાના બેઉ હાથ એના ગળાને વીંટળાઇ વળ્યા હતા.



## ૧૫ : ‘ આવતી કાલ ’

[ ૧ ]

**પરાગના નવા** પત્ર ‘આવતીકાલ’થી પહેલોજ ધડાકો પિનાકીનના કાર્યાલયમાં થયો. ‘આવતીકાલ’ની ખાસ લાક્ષણિકતા એ હતી કે એનું તંત્રીપદ પુષ્પા જેવી યુવતીને સોંપાયું હતું. એના પહેલા જ અંકમાં રાઘવજીના અસમાન લગ્ન પાછળનાં કારસ્થાનવાળો શિરીષની જાતિ તપાસનો લેખ પ્રસિદ્ધ થયો હતો. એથી રાઘવજીએ ચીડાઇને પિનાકીનને ટેલિફોનમાં ખૂબ જ વાતો સંભળાવી દીધી.

પિનાકીનનું નામ શિરીષ સામેના મુકદ્દમાને લીધે ખૂબ જ ટીકાને પાત્ર તો બન્યું જ હતું: તેમાં વળી રાઘવજીના લગ્નવાળો લેખ ‘નૂતનસમાજ’માં પ્રગટ થવા દીધો નહિ, એ બાબત ‘આવતીકાલ’માં જાહેર થવાથી એની વિશેષ બદનામી થઇ! રાઘવજી તરફથી મળનારા પૈસા ગયા અને હરિફ પત્ર શરૂ થયું તે વધારામાં!

‘આવતીકાલ’માં ભાસ્કરે ‘વર્તમાન જ્ઞાતિ સંસ્થાઓ’ ઉપર અભ્યાસપૂર્ણ લેખમાળા શરૂ કરી હતી: પુષ્પાએ ‘આપણી લગ્ન-વ્યવસ્થા’ ઉપર સનસનાટીભર્યો લેખ લખ્યો હતો. એથી પહેલો જ અંક લોકપ્રિય બની ચૂકયો હતો. એની લોકપ્રિયતાએ પિનાકીનના હૈયાની આગમાં ઘાસતેલ હોમ્યું!

એ ધૂંવાપૂંવા થઇને ઘેર ગયો. વિશાખાને જોઇ એણે રાડ નાખી:

'જોયાં તારી પેટની છોકરીનાં પરાક્રમ?'

'પુત્રી તો જેટલી મારી તેટલી તમારી પણ છે–એણે વળી શું કર્યું?' વિશાખાએ શાંતિથી પૂછ્યું.

'પેલા સાથે મળી જઈને એણે મારી સામે છાપું કાઢયું!'

'રોહિણીએ?'

'એને ઉડાવી જનારે...'

'તમે...'

'વિશાખા! હું તારાં ભાષણ સાંભળવા નવરો નથી. જો આ છાપું!' કહી એણે વિશાખા સામે 'આવતીકાલ'ની નકલ ફેંકી.

એ બડબડવા લાગ્યો: 'બાપ પૈસા આપી ગયો છે તે વેડફી નાખશે...બાર બાપની વર્ણસંકર વેજા ભેગી થઈ છે...પિનાકીનને હજુ ઓળખતા નથી...'

વિશાખાએ છાપાને આમતેમ ફેરવી બાજુએ મૂક્યું.

'જોયુંને હવે?...પેલો રાઘવજી સાવ ફરી બેઠો...મારા તો દસ હજાર ગયા...આ બધું તારી છોકરીને લીધે જ...'

એણે કપડાં આમતેમ ફેંકવા માંડયાં.

વિશાખા મૌનભાવે બેસી રહી.

'શિરીષીઆને તેં જ ચડાવ્યો હતો...મારૂં છાપું હવે બંધ થશે... તું રસ્તાની ભીખારણ થઇશ...'

વિશાખા હજી બરફ જેવી ઠંડી બેસી રહી હતી. પરંતુ એના હૈયામાં દાવાનળ ભડભડવા માંડયો હતો.

'જેવી મા એવી છોકરી...વંઠેલીનાં સારાં...'

'ખબરદાર, પિનાકીન!' ચંડિકા બનીને વિશાખા તાડૂકી. 'એક શબ્દ પણ વધુ બોલીશ...'

'તો ?' પિનાકીને સામી ગર્જના કરી.

'તો એમાંથી સાર નહિ નીકળે !'

'તું મને ધમકી આપે છે ?' તે એની સામે ધસ્યો.

'ત્યાં જ ઉભો રહે.'

'નહિ તો ?' ગુસ્સાથી એણે વિશાખાનો હાથ પકડયો.

'તારે મને મારવી છે ?'

'હા, બોલ...'

'માર જોઉં !'

'લે !...લે !...લે !...' એણે મૂક્કા, તમાચા ને લાતો શરૂ કર્યાં ! વિશાખાએ બૂમરાણ કરી મૂક્યું.

પાડોશમાંથી લોકો ટોળે મળ્યાં : આસપાસના મકાનોની બારીઓ ઉઘડી : કોઇ કોઇ વિશાખાની વહારે દોડી આવી.

ધમરોળ મચી ગયું : પિનાકીન ઉશ્કેરાઇ લોકોની સામે થયો : વાત વધી પડી : પોલીસને આવવું પડ્યું : વિશાખાને પોલીસના સંરક્ષણ નીચે ઇસ્પિતાલમાં લઇ જવામાં આવી.

અખબારોને નવો ખોરાક મળ્યો : વિશાખાએ 'આવતીકાલ' કાર્યાલયમાં પરાગને ટેલિફોન કરાવ્યો : થોડા વખતમાં તો રોહિણી અને પરાગ ઇસ્પિતાલમાં આવી પહોંચ્યાં ! તેઓ રોહિણીને પોતાને બંગલે લઇ ગયાં.

[ ૨ ]

રઘવાયા બનેલા રાઘવજીએ સોલિસિટર મારફત એક લાખ રૂપીઆની નુકસાનીની ધમકીવાળી, બદનક્ષીની નોટિસ આપી. શિરીષ એ નોટિસ જોઇને હસ્યો. એણે પરાગને કહ્યું : 'પરાગ, પૈસા તારા

છે, એટલે આ શ્રીમંત માણસની ધમકીથી તું ગભરાતો ન હોય તો રબ્બરના ફુક્કા જેવો એનો આ પોકળ દેખાવ તો પળવારમાં આપણે ફોડી નાખી શકીશું.'

પરાગે કહ્યું : ' શિરીષ, હવે તો જ્યારે આ કામમાં ઝૂકાવ્યું જ છે, ત્યારે પૈસા બચાવવા સારૂ ડરવાની તો વાત જ નથી. ' હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને ! ' એજ હવે તો આપણો મુદ્રાલેખ.'

' તો પછી આપણે પણ રાઘવજીને બતાવી આપીએ કે ઘેરઘેર પિનાકીન જેવા પૈસાથી પીગળી જાય એવા પામર હૈયાના પત્રકારો વસતા નથી : તેમ પોતાનાં નાણાંની થેલીઓના જોર પર કોઇ લક્ષાધિપતિ, વીર વિક્રમના એકવીસમા સંવત્સરમાં નિર્વિઘ્ને સામાજીક અન્યાયો ચલાવી શકતો નથી.'

પરાગના પિતા એને લાખો રૂપીઆનો વારસો આપી ગયા હતા. એ જુવાન અને હિંમતવાન હતો. એક વખત કોઇપણ કામ ઉપાડયું પછી ગમે તે થાય છતાં તે હાથમાંથી છોડવું નહિ એવો એનો સ્વભાવ હતો.

પુષ્પા અને ભાસ્કર તો ઘણાં જ મક્કમ હતાં. કોઇપણ રીતે અને ઉપાયે એક નિર્દોષ યુવતીને રાઘવજીનો શિકાર બનવા ન દેતાં એને ઉગારી જ લેવી એવી એમની ઇચ્છા હતી. પણ શિરીષ માટે તો એ પ્રતિષ્ઠાનો સુદ્ધાં પ્રાણપ્રશ્ન બની ગયો હતો.

રાઘવજીની નોટિસ મળી તે દિવસે એણે બીજો લેખ લખ્યો. માત્ર એ લેખ લખીને જ બેસી ન રહ્યો, પણ રાઘવજીની જ્ઞાતિના યુવાનોને આ અન્યાય અટકાવવા સારૂ તૈયાર કરવા હસ્તપત્રિકાઓ અને સભાઓદ્વારા પ્રચાર કામ શરૂ કર્યું. બીજી તરફ સમસ્ત મુંબઇના યુવકોને અને સમાજ સુધારકોને આ અન્યાય થતો અટકાવવા ઢંઢોળી ઢંઢોળીને બેઠા કર્યા. જે નિર્દોષ યુવતીનો ભોગ લેવાવાનો હતો તેનાં

નામઠામ મેળવી પૂર્ણિમા મારફત એના મનની વાત જાણી લઈ 'રાઘવજી જેવા શ્રીમંત વૃદ્ધ વેવલા સાથે લગ્ન થાય તે કરતાં હું આત્મહત્યા કરવાનું વધુ પસંદ કરીશ.' એવાં એનાં વચનોની મૂડીના આધારે અદાલત મારફત એ 'પાપલગ્ન' નો 'કારમો કબાલો' અટકાવવાનાં આંદોલનો પણ આરંભી દીધાં.

એથી કન્યાના કુટુંબીઓમાંના જુવાનિયાઓને પણ ખૂબ પાણી ચડયું,

રાઘવજી એથી સવિશેષ મૂંઝાયો : એની સ્થિતિ છછુંદર ગળનાર સાપ જેવી થઇ પડી. સમસ્ત મુંબઇ એના નામ ઉપર ફિટકાર વર્ષાવી રહ્યું; ગુજરાતભરમાં એના પડઘા પડવા લાગ્યા.

ધૂંધવાએલો અને ધૂંઆપૂંઆ થએલો રાઘવજી પોતાના પારસી સૉલિસિટરને કહેતો હતો : 'પસ્તાકિયા શેઠ, ગમે તેટલું ખર્ચ થાય એની પરવા નહિ, પણ એ 'આવતી કાલ'ના ચીંથરિયાને બંધ કરાવી દો અને એના તમામ માણસોને જેલમાં પુરાવી દો ! પૈસાથી ડરશો નહિ, જેટલા જોઇએ તેટલા વાપરો...!'

મિ. પસ્તાકિયા લગભગ રાઘવજીના જેટલી ઉંમરના આદમી હતા. એ પહેલાં તો હસી પડયા અને પછી બોલ્યા : 'રાઘવજી શેઠ, ટમો વાનિયા લોકો લાખ્ખો ને કરોડો કમાઇ શકો, પરંતુ જેવારે ટમારા કોઇપન જાટના સવારઠની વાટ આવી કે બસ્સ ટમારા લોકોની અક્કલ ગૂમ ! સું સમજ્યા શેઠ ?'

રાઘવજીને ગરજ હતી એટલે પસ્તાકિયાનો એ ઘા ગળી ગયા.

ચાંદીની ડબ્બીમાંથી તપખીર લઈ એક બે સડાકા ખેંચી, ખાખી રંગના ડૂચાથી મોટા લાંબા નાકનાં પહોળાં નસકોરાં સાફ કરીને પસ્તાકિયા વળી બોલ્યા:

'શેઠ, ટમુ લોકો એમ સમજોચ કે આય કોરત તે સોલિસિતરોના કે પૈસાડારોના બાપની હોસે ! એટો બાવા પેલા હમારા લખનારાઓ

કહેચ્ ટેમ નિયાયની અડાલટ! અંગરેજીમાં કહેચ ટેમ નિયાય એટો ગધેરો છે, સું સમજિયા શેઠ! એના કરટાં ટમે એક મારી સલાહ માનસો ?'

'જરુર, કહોને! સલાહ લેવા તો કામધંધો છોડીને આટલે આવ્યો છું.' પસ્તાકિયાની વાતોને નાહકની પટ્પટ્ માનનાર વ્યાપારીએ સીધી વાતને પકડી લીધી.

'શેઠ ખોટું લાગે તો માફ કરજો, પન મને ટો લાગેચ ટે આપના ભલા માટે કેઉંચ...'

'હા, હા, બોલોને ?'

'ટો, જાને વાટ એવી છે કે, કોરત કચેરીના મામલામાં કોન ફાવસે ને કોન નહિ ફાવે ટે ટો કહી સકાય જ નહિ...'

'એમાં ભલેને ગમે તેટલું ખર્ચ થાય...'

'સમજિયો, સમજિયો શેઠ! પન મેં એક વખત કહ્યું ને કે કંઈ અડાલટ આપરા બાવા બપાવાઓની નથી...'

'હશે જવા દો એ વાત. મુદ્દાની વાત પર આવોને!'

'ટિયારે, વાટ જાને એવી છે કે, હવે આપ બુઢ્ઢા ઠયા, છોકરાંને ઘેર પણ છોકરાં છે; એટલે હવે આ પરણવાની પંચાટ છોરી, ભગવાનનું ભજન કરો...'

રાઘવજી કંટાળી ગયા. પરંતુ શ્રીમંત શેઠીઆઓ પૈસા આપીને પણ સોલિસિટર અને દાકતરના કઠોર શબ્દો પી જતાં ટેવાયલા હોય છે, તે રીતે રાજની જરૂરવાળા એ માનવીના અણગમતા શબ્દો પચાવી ગયા. વાણી પર સંયમ રાખીને એમણે કહ્યું:

'પસ્તાકિયા શેઠ, હાલ તુરત તો આ પ્રશ્ન મારે સારૂ પ્રાણ તેમજ પ્રતિષ્ઠાનો થઈ પડયો છે. અત્યારે બીજો વિચાર કરવાનો નથી. એમાં હારીશું ત્યારે જોયું જશે!'

રાઘવજી મનમાં જુદા જ ઘાટ ઘડી રહ્યા હતા. 'પૈસાના જોરે છોકરીને દૂરના કોઈના એકાંત ગામડામાં લઈ જઈ, લગ્ન કરી નાખી સઘળા શત્રુઓને ધૂળ ચાટતા કરી શકાશે.' એના જૂના દાખલાઓનું એ સાથે સાથે સ્મરણ કરી રહ્યા હતા.

'જુઓને શેઠ, આપડો સંબંધ બહુ જૂનો છે એતલે કહેવું પરેચ; બાકી ટો અમું લોકોને શુંચ; પૈસા ટમારા લોકોનાચ, ફાવે ટેમ લરોને! ટમે લરસો એમાં અમુંને ટો ફાઈડો છે બાવા!...બાકી મારૂં માનો ટો આ વાટને બહુ છંછેરવામાં માલ નથી. કોરતમાં પન કોઈ કાંઈ કારી જટું નથી. ટમે એમ માનટા હો કે છોકરીના બાપને ઢમકાવી સમકાવી, ખાનગી પેટે લગનના ચાર ચોખા છંતાવી લેવાસે, તો ટેમાં પન, ડરેક વખટે બિલારીને ડુધ મલટું નઠી...'

'એ બધાનો વિચાર પછી કરીશું. અત્યારે તો એ છાપાવાળાને તતડાવીને બીજી નોટિસ આપી દો અને તેમ છતાં ન અટકે તો કેસ માંડો...ચાલો શેઠ મારે ઘણાં કામ છે!' કહી કંટાળેલા રાઘવજી ચાલી ગયા.

'આ વાનિયા લોક કિયારે સુઢરસે!...આય લોકો ટે સું સવરાજ લેવાના હુટા!'

રાઘવજીના ગયા પછી, પસ્તાકિયા–એલચીડાનાની પેઢીના મોટા ભાગીદાર પેસોતન પસ્તાકિયા એકલા એકલા બડબડયા!

[ ૨ ]

વિશાખા ઉપર જુલ્મ ગુજારવાના આરોપસર પિનાકીન સામે પોલીસ કોર્ટમાં મુકદ્દમો શરૂ થયો, ત્યારે અદાલતનું દીવાનખાનું પ્રેક્ષકોથી ઊભરાઈ જતું હતું.

વિશાખાને શરીરે સખ્ત મૂઢ માર વાગ્યાની ઇસ્પિતાલના

દાકતરે જુબાની આપી. એની આસપાસ રહેતા કેટલાક પાડોશીઓએ પિનાકીનને વિશાખા ઉપર આક્રમણ કરતો અને માર મારતો જોયાનો પુરાવો આપવા ઉપરાંત એ માણસ ઘણો જ ચિડિયલ અને તકરારી હોવાનું જણાવ્યું.

વિશાખાએ એના ચિડાયાનાં કારણો રજૂ કરતાં રાઘવજી પાસે પૈસા મળવાની અને એ પૈસાની લાલચે શિરીષ સામે ફોજદારી કર્યાની વાત જણાવી.

બચાવના સાક્ષીએ વિશાખાને ડરાવી, દમ બતાવીને રોહિણી, શિરીષ–પરાગના છૂપા કાવતરામાં સામેલ થવાનો એની સામે આક્ષેપ મૂકયો, ત્યારે વિશાખાના વકીલે, વિશાખાના મુખથી પિનાકીનનાં પુરાણાં પાપો પરથી પરદો ચીરી નંખાવરાવ્યો !

એથી મુકદ્દમાએ ખૂબ સનસનાટી મચાવી.

વિશાખા તરફથી રોહિણી, પરાગ, શિરીષ સાક્ષી તરીકે આવ્યાં. એમની જુબાનીઓથી સમાજસુધારક અને સુધારાના પ્રચારક પત્રના તંત્રી લેખે એણે જે પોલંપોલ ચલાવી સ્વાર્થ સાધેલો એની ઉપર પ્રખર પ્રકાશ પડ્યો. પિનાકીનના ઉછેરના મૂળ સુધીનાં પડેપડ એમાં ઉખડયાં.

રાઘવજી પાસેથી પૈસા લીધાના આક્ષેપની સાબિતી માટે વિશાખાએ રાઘવજીને સાક્ષી તરીકે સમન્સ મોકલાવ્યો. રાઘવજીએ માંદગી વગેરેનાં એક બે વખત બહાનાં બતાવ્યાં પરંતુ છેવટે તેમને સાક્ષી તરીકે કોર્ટ સમક્ષ હાજર થવું પડયું.

પિનાકીનની લાંચ ખાવાની તદબીર વિશાખા જાણતી હતી એટલે રાઘવજીએ પાંચ હજારનો 'પોષ્ટ ડેટેડ ચેક' આપ્યાની અને લગ્ન થાય ત્યાંસુધી પિનાકીન એ બાબતમાં છાપામાં કશું છાપે નહિ તો બીજા પાંચ હજાર આપવાની વાત કબૂલી.

પિનાકીનને સજા થઈ. એનાં પોલ પ્રસિદ્ધ થઇ જવાથી એનું અખબાર ચાલતું બંધ થયું; વિશાખા હમેશને માટે રોહિણી અને પરાગ સાથે રહેવા ગઇ.

' આવતીકાલ ' નવમતવાદીઓનું તો અતિપ્રિય પત્ર બની ગયું હતું, પણ એનો કટ્ટર વિરોધ કરનારા પ્રખર સનાતનીઓ સુદ્ધાં બંધ ઓરડાઓમાં બેસીને એનો અભ્યાસ કરતા.

' નિર્બંધ લગ્ન 'ના આપ અખતરાના પુષ્પાના લેખો વર્તમાન લગ્નપ્રથાની ખામીઓ એવી સચોટ રીતે રજૂ કરતા હતા કે તેની સામે આચાર્યો અને શાસ્ત્રીઓ સુદ્ધાં જવાબ આપવાની હિંમત કરી શકતા નહિ.

તેઓ અંદર અંદર ચર્ચાઓ કરતા :

' વાત ખરી છે કે આપણી લગ્નની સંસ્થા જર્જરિત થઇ જવાથી ધર્મ, શાસ્ત્ર, સંસ્કાર અને વિધિને નામે અનેક અનાચારો તેમ અત્યાચારો થઇ રહ્યા છે : લગ્નની વિધિઓ અને રૂઢિઓના પોલાદીપણાને લીધે ગુપ્ત વ્યભિચાર, છાની ભ્રુણહત્યાઓ, ધર્મસ્થાનોમાં છૂપા ગર્ભપાતો થાય છે એની પણ ના નહિ. તનનાં અને મનનાં ન થવા જેવાં કજોડાં યે થાય છે, છતાં એનો સાચો ઉપાય તો વધારે આગ્રહ અને ખંતભર્યા ધર્મશિક્ષણમાં રહેલો છે : બંધન વિનાનાં લગ્નને નામે પ્રગટ વ્યભિચારમાં નહિ. આ લેખની લેખિકા સ્ત્રી નામ-ધારી કોઇ પુરૂષ હો કે સાચી સ્ત્રી, પરંતુ એ ચાલાકીથી રૂઢિ અને નીતિને ભેળંભેળ કરી દઇ, અનીતિને એવી રીતે ચડાવે છે કે, જેથી સાદા વાંચકોને તો એમ જ લાગે કે, ' લગ્નની હયાત સંસ્થાનો વિરોધ કરી, ' જંગડિયાં લગ્ન ' કરતા થવું એમાં કોઇ પ્રકારના ધર્મ, સંસ્કાર કે નીતિનો નાશ નથી, પણ જડ અને કઠોર રૂઢિઓનો જ નાશ થવાનો છે. એટલે આવા લેખો મૂળરોગના નિવારણને બદલે નવા રોગો નિર્માણ કરે છે ! ' છતાં લેખમાળામાં આવતી તર્કસિદ્ધ

અને બુદ્ધિગમ્ય દલીલોની સચોટતા જોઇ, જાહેરમાં એનો વિરોધ કરવાની કે જવાબ આપવાની કોઇની હિંમત ચાલતી નહિ.

'આવતી કાલ' ને દબાવી દેવા માટે સનાતનીઓએ એનો બહિષ્કાર પોકારવાની તજવીજ કરી, પરંતુ તેમાં એ લોકો ફાવ્યા નહિ. 'આવતી કાલ' માંથી આર્થિક નફો મેળવવાની તો એના સંચાલકોની ઇચ્છા નહોતી, ઉલટો પરાગ એમાં પૈસા ગુમાવવા તૈયાર હતો. એનું તંત્રીમંડળ **अभयं सत्त्व संशुद्धिः ।** અને **तेन त्यक्तेन भुंजीथाः ।** માં શ્રદ્ધા ધરાવતું હતું. એટલે 'આવતી કાલ' એના પોતાના ચેતનથી જીવતું એટલું જ નહિ પણ ફાલતું જતું હતું. જુનવાણી વિચારવાળાઓના જ વંશજો એના અભ્યાસ પૂર્ણ લેખોનું મનન કરતા.

ભાસ્કરની જ્ઞાતિ સંસ્થાઓની સચોટ લેખમાળાએ ખાસ કરીને તો, એના ગામની ચોર્યાશી ન્યાતમાં ખૂબ જ ખળભળાટ મચાવી મૂકયો. એની શાસ્ત્રીય વિચારશ્રેણીનો વિરોધ થઇ શકે તેમ નહોતું, એની અભ્યાસપૂર્ણ, સાધાર, ન્યાયી અને સચોટ દલીલોનો, બુદ્ધિમાન માનવીઓ સ્વીકારી કે સત્કારી શકે એવો જવાબ આપવો એ અતિ દુષ્કર કામ હતું.

જ્ઞાતિઓના સંરક્ષણ અને સંવર્ધનના ચોકીઆતો જાતે જ એ બન્ને મૂખ્ય સ્થંભોને આંતરિક રીતે કેમ કોરી ખાઇ નબળા બનાવી રહ્યા છે, એ ઉદાહરણ સાથે, ભાસ્કરે લખવા માંડયું, ત્યારે સામાન્ય રીતે ચારે બાજુ અને ખાસ કરીને એના ગામમાં ચોર્યાશી ન્યાતમાં ખૂબ જ ખળભળાટ જાગ્યો.

શરૂઆતમાં તો બદનક્ષીની ફરિયાદોના ભયથી એ લેખમાળા બંધ કરાવવાના પ્રયાસ કરવામાં આવ્યા. સામ, દામ, ભેદ અને દંડ બધાં શસ્ત્રાસ્ત્રો નકામાં નીવડયાં, ત્યારે થાકી હારીને નવનીતલાલ સાથે સમાધાનની વાટાઘાટો કરવાના પરોક્ષ પ્રયાસો શરૂ થયા ! પરંતુ નવનીતલાલે એ બાબત પર વધારે ધ્યાન જ આપ્યું નહિ. 'તમે અમારો બહિષ્કાર કર્યો છે : હવે અમારે-તમારે કશોજ સંબંધ છે નહિ.' એમ કહીને એમણે હાથ ખંખેરી નાખ્યા.

એથી ચોર્યાશી ન્યાતની પંચાત માથે લઇને ફરનારા જે જે ચૌદશીઆઓના પગ નીચે, પોતાનાં કે પોતાનાં સગાં સંબંધીઓના પાપની હોળીઓ છૂપી રીતે ભડભડી રહી હતી, તેઓ, રખેને જ્ઞાતિ સામે મરણિયો બનેલો ભાસ્કર એ બધા ભવાડા પ્રગટ કરી દે, એવા ભયથી ધ્રૂજવા લાગ્યા !

[ ૩ ]

રાઘવજીએ પિનાકીનવાળો મામલો બન્યો તે પહેલાં 'આવતી કાલ' અને શિરીષ બેઉની સામે નુકસાનીનો દાવો અને બદનક્ષીની ફરિયાદ દાખલ કરાવી દીધાં હતાં. એથી જુનવાણી સમાજ રાજી થઇ ગયો હતો.

પરંતુ પિનાકીનવાળા મુકદ્દમામાં ખુદ રાઘવજીને જે પ્રકારની કબૂલાત કરવી પડી, તે પછી એમના ટાંટિયા ધ્રૂજવા લાગ્યા હતા.

એક બે વખત એમના સોલિસિટરે કહ્યું પણ ખરું કે; 'બાવા, ટમે હવે આ કેસમાં ફાવવાના નથી !' છતાં ફરિયાદ દાખલ કરવાથી 'આવતીકાલ' કેસનો નિકાલ થાય નહિ ત્યાંસુધી એમના સંબંધમાં કંઇ લખી નહિ શકે એટલું એમને આશ્વાસન હતું. સાથે સાથે પોતાની મુરાદ પાર પાડવા એમણે છૂપાં સૂત્ર સંચાલન શરૂ કરી દીધાં હતાં.

દરમિયાન 'આવતીકાલ'ના સંચાલકોએ રાઘવજી જે કન્યા સાથે લગ્ન કરવાની આશા સેવતા હતા, તેના નિકટના વડીલોની મારફત એ કન્યા માટે અદાલતનું રક્ષણ માગ્યું. એમાં એ આશાભરી હલેતી બાળાનો રાઘવજી પૈસાને જોરે ભવ બાળવા બેઠા છે એ સાબીત થયું. તેથી તો રાઘવજીના હાથ હેઠા પડયા !

થોડા દિવસ પછી એ કન્યાને એની જ ન્યાતના એક યુવક સાથે યુવકમંડળના આશ્રય નીચે ધામધૂમથી પરણાવી દેવામાં આવી.

પરાગે તે પછી પોતાના પત્રની ખોટી બદનામી કરવા માટે રાઘવજી સામે ફરિયાદ નોંધાવી. એથી શહેરમાં નવો જ ખળભળાટ શરૂ થયો.



# ૧૬ : સાધુરામનો પત્ર

## [ ૧ ]

શિરીષની મનોદશામાં ભારે પલટો થઈ ગયો હતો. પુષ્પાની આગળ પ્રતિજ્ઞા લીધા પછી પૂર્ણિમા સાથેનું એનું વર્તન ફરી ગયું હતું: 'આવતીકાલ'ને ઉપરાઉપરી જે સફળતા મળી રહી હતી, તેથી એના હચુપચુ મનમાંથી નિરાશાવાદ નીતરી જઈ, નવો આશાવાદ ઉત્પન્ન થયો હતો: પરાગ, ભાસ્કર, પુષ્પા, રોહિણી અને વિશાખાના સંપર્કથી એ ખુશખુશાલ રહેતો થયો હતો. પૂર્ણિમામાં પણ અસ્મિતાનું નવું જ ભાન પ્રગટ્યું હતું, એથી એમના દાંપત્ય જીવનની નવી વસંત બેઠી હતી, પૂર્ણિમાની માનસિક શાંતિ સાથે એની શારીરિક સ્થિતિમાં પરિવર્તન થતું જતું હતું. એ સિમંતિની બની તેથી એનામાં અપૂર્વ ઉલ્લાસ સ્ફૂર્યો હતો.

શિરીષે માતા સાથે બંધ કરેલો પત્રવ્યવહાર ફરીથી શરૂ કર્યો હતો. એથી ગોદાવરીના ઘવાયલા માતૃહૃદય પર ગંગાજળનો છંટકાવ થયો.

માડીના જે પત્રો આવતા, તેમાં પુત્ર તરફના પોતાના વર્તન માટે પશ્ચાતાપ સાથે 'બેટા, હવે હું તને સમજી શકી છું. મા થઈને મેં તને જાકારો દીધો એ વાત યાદ કરૂં છું ત્યારે મારાથી રડી જવાય છે. દીકરા, હવે થોડા દિવસ પૂર્ણિમા સાથે તું અહીં આવી જાય તો મારા દિલને ટાઢક વળે. પૂર્ણિમાને પણ મેં ઘણી વખત કડવાં

વેણ કહ્યાં હતાં, એ વાત સાંભરે છે ત્યારે મને એ કહ્યાગરી વહુઆરૂ પેટની દીકરી જેવી દેખાય છે. આપણ મા–દીકરાની લડાઇમાં એ બિચારી વિના કારણે હેરાન થઇ છે...બેટા, હવે હું પાકું પાન થઇ–થોડા દહાડાની મહેમાન છું, તો થોડોક વખત તમે બન્ને અહીં આવી જાઓ. તમને જોઇને હું મારી આંખ ઠારૂં.'

માડીના એ વહાલભર્યા પત્રોએ શિરીષના હૈયાના જૂનાં મહેણાંના ઘા ઉપર મલમ ચોપડી દીધો. જનુનીની નૈસર્ગિક મમતાએ જોતજોતામાં એ ઘા રૂઝાવી દીધો.

શિરીષના ઉત્કર્ષથી રશ્મિને અપાર આનંદ થયો. એમના ત્રણ જણના કુટુંબમાં ઘરલડાઇની જામેલી મડાગાંઠથી જે વિષાદનાં વાદળ છવાયાં હતાં, તે પિનાકીનના પ્રતાપે એકાએક વિખરાઇ ગયાં અને નવા સુખ સંતોષનો સૂર્યોદય થયો તેથી એક દિવસ તેણે કહ્યું :

'શિરીષ! પિનાકીને શત્રુભાવે પણ તારી તો સાચા સુહૃદની જ પેઠે સેવા બજાવી છે!'

'એ માટે મારે તો તારો અને સુવદનનો જ આભાર માનવાનો છે ને!' શિરીષે હસીને ઉત્તર આપ્યો.

'ભાઇ! તમારે જ પ્રતાપે મારે તો રૂડાં વાનાં થયાં.' 'હર્ષથી છલકાતે હૈયે પૂર્ણિમાએ કહ્યું; બહેન તરીકે મારો તમને આશીર્વાદ છે કે, પ્રભુ તમારૂં કલ્યાણ કરો.'

'શિરીષ, બાના આવા કાગળો આવે છે, તો હવે એક વખત તમે એમને મળી આવો...' રશ્મિએ આગ્રહ કર્યો.

'એ ખરૂં, પણ એટલો વખત કાઢવો કયાંથી? અમારૂં 'આવતી કાલ' મને આજની નવરાશ જ આપતું નથી.'

'પુષ્પાબહેન અને ભાસ્કરભાઇ થોડા દિવસ નિભાવી લેશે...'

'અમારા કામની વિભાગણી એવી છે કે, સહુ પોતપોતાના કામમાં ગૂંથાયલાં જ રહે છે. વળી થોડા દિવસ પછી પુષ્પા–ભાસ્કરનું બ્રહ્મચર્યવ્રત ઉજવવાનું છે...'

'એટલે?' રશ્મિએ સાશ્ચર્ય પૂછ્યું.

'લગ્ન માટેની યોગ્યતા કેળવવાનું એમનું છ મહિનાનું વ્રત હતું તે હવે પૂરું થશે...'

'પછી તેઓ પરણશે?'

'જરૂર. પણ આપણી પુરાણી વિધિ પ્રમાણે નહિ ચાર મિત્રોની હાજરીમાં એમનાં લગ્ન નોંધાવવામાં આવશે. તે પછી તેઓ પતિ–પત્ની બનશે.'

[ ૨ ]

નવનીતલાલ અને રમાબહેન બેએક વખત મુંબઈ આવી ભાસ્કર–પુષ્પા સાથે રહી ગયાં હતાં.

પુત્રના લેખો વાંચીને પિતાને જ્ઞાતિસંસ્થાના મૂલ્યાંકનની નવી પારાશીશી લાધી હતી. પુષ્પાની લેખમાળાએ રમાબહેનના મનમાંની રહીસહી ભીતિને પણ દૂર કરી દીધી હતી.

એમનો અતિ આગ્રહ હતો કે, એમનાં લગ્ન પોતાને જ ઘેર થાય.

ભાસ્કર અને પુષ્પા કહેતાં: 'આપના શુભાશિષ લેવા તો અમે અમારા વ્રતના આરંભે આવ્યાં હતાં, તેમ નવા જીવનમાં પ્રવેશતી વખતે પણ આવવાનાં જ. પરંતુ જ્ઞાતિજનો ફરીથી વિરોધ જગાડે અને બાના જીવને દુઃખ થાય...'

'અમારી એ પુરાણી લાગણીઓને જ્ઞાતિજનોએ જ શિથિલ બનાવી દીધી છે. પરંતુ તમારા બન્નેના લેખો વાંચ્યા પછી તો અમે સર્વથા તમને જ અનુકૂળ બની ગયાં છીએ: કેમકે અમે એ લેખો દ્વારા તમને બ–રા–બ–ર સમજી શક્યાં છીએ.'

પરાગ અને રોહિણી, ભાસ્કર-પુષ્પાના લગ્નોત્સવને સરસ રીતે ઉજવવા માગતાં હતાં.

'આ લગ્નોત્સવ, આપણા સમાજમાં નવીન સીમાચિહ્ન સમો થવાનો: એટલે એ તો સહુને યાદ રહે તેવી રીતે ઉજવાવો જોઇએ.' પરાગની એ જ દલીલ હતી.

'તું ને રોહિણી ચોરી-છૂપીથી પરણી ગયાં માટે તમારે અમારા લગ્નનો દેશભરમાં ધજાગરો બાંધવો છે.' ભાસ્કરે કહ્યું.

'એમ માનો.' રોહિણીએ કહ્યું. 'અમારા મનના અધૂરા કોડ એ રીતે પૂરીશું તો પણ અમને સંતોષ થશેને!'

'વિશાખાબહેન, તમે તો રોહિણીના સૂરમાં સૂર ના જ પૂરાવતાં.' પુષ્પાએ હસતાં હસતાં એમને વાતમાં ખેંચ્યાં.

'પુષ્પા! મારી રોહિણી કરતાં તમે વધુ સદ્ભાગી છો. રમાબહેન અને નવનીતભાઇ તમારા લગ્નમાં હાજર હશે અને તમને આશીર્વાદ આપશે.' વિશાખા બોલતાં બોલતાં જરા ગંભીર બની ગઇ. એના મનમાં પિનાકીનની સ્મૃતિ જાગી.

'બહેન, મારા બાપુજી હવે થોડા જ દિવસમાં છૂટીને આવશે. એમને સમજાવીને આપણે પુષ્પાબહેનના લગ્નોત્સવમાં તેડી જઇશું.' રોહિણીએ માતાના મનોભાવ પારખીને કહ્યું.

'જરૂર.' પરાગે તેને અનુમોદન આપ્યું.

'બહેન, તું એમને ઓળખતી નથી. એમના જેવો કિન્નાખોર માણસ મેં કોઇ જોયો નથી.' વિશાખા બોલતાં બોલતાં ગદ્‌ગદ બની ગઇ.

'પણ આપણે કિન્નો નહિ રાખીએ એટલે એમનું હૃદય પીગળશે.' પુષ્પાએ કહ્યું. 'આપણો સાચો પ્રેમ હોય તો પથ્થર સુદ્ધાં પલળી જાય, વિશાખા બહેન!'

'ભગવાન તમારાં વચનને સાચાં પાડે, બહેન.' વિશાખાએ નોંધારાંના આધારના નામનો આશરો શોધી આશ્વાસન મેળવ્યું.

[ ૩ ]

વિશાખાને પોતે જે આશ્વાસન આપ્યું, તેમાંથી પુષ્પાનાં નવાં મનોમંથન શરૂ થયાં ;

'જો પિનાકીન ભાઈને પીગળાવી શકાય, તો પછી બાપુજીને કેમ પીગળાવી ન શકાય ? ... બાના અવસાન સુધી એ કેટલા બધા ઉદાર હતા ! ' મારી એકની એક દીકરીને મારે કોઈ રીતે નારાજ કરવી નથી.' ફોઈબા વિધવા થયા પછી બાપુજી સાથે રહેવા આવ્યાં અને મારા વિવાહની ઉતાવળ કરવા લાગ્યાં, ત્યારે મારી નારાજી જોઈને ફોઈને એમણે કહી નાખ્યું હતું...ફોઈબાના અતિ જૂનવાણી વિચારની પાછળથી એમના મન ઉપર થોડીક અસર થઈ એ વાત ખરી, તેથી જ એમણે લગ્ન સંબંધના મારા છેક જ નવા વિચારોનો વિરોધ કર્યો, એ મારી ઉપર ગુસ્સે થયા, હું ઘર છોડીને ચાલી નીકળી, છતાં એમના દિલમાંથી હું હજુ નીકળી ગઈ નહિ જ હોઉં...મારો સાચો પ્રેમ હશે તો જરૂર એમને પીગળાવશે.'

પુષ્પાએ તે પછી પિતાને પત્ર લખ્યો. પોતાના નવા અખતરા પાછળ અનીતિની કે સ્વચ્છંદિતાની લેશમાત્ર ભાવના નથી એ વિગતવાર લખી જણાવ્યું. સાથે પોતાની લેખમાળાની કાપલીઓ મોકલી.

ભાસ્કરના સંબંધમાં પોતે જે ધારતી હતી તે લખ્યું અને એના લેખોની કાપલીઓ પણ સાથે બીડી. છેવટે લખ્યું : ' બાપુજી ! આ બધું વાંચ્યા પછી તમારા દિલને જરૂર ખાત્રી થશે કે, તમારી પુષ્પા કોઈ અનીતિને રસ્તે વળી ગઈ નથી, એણે રેખાબાના ધાવણને દગો દીધો નથી. તો પછી હું અમારા લગ્ન પ્રસંગે આપના આશીર્વાદની આશા ન રાખી શકું ? '

અઠવાડિયા સુધી પિતાનો પ્રત્યુત્તર ન આવ્યો. પુષ્પાએ માન્યું: બાપુજીનો ક્રોધ હજુ શમ્યો લાગતો નથી. એને લાગી આવ્યું. ઘર છોડયા પછી પહેલી જ વાર. મૃતમાતાની મમતાથી મહેંકતા મહિયરની એને સ્મૃતિ થઇ અને એની આંખ ભીંજાઇ ગઇ. તે પછી ત્રીજે દિવસે સાધુરામનો પત્ર આવ્યો.

**પ્રિય પુષ્પા !**

ઘણા દિવસ પછી તારો પત્ર વાંચીને મને ખૂબ સંતોષ થયો. પહેલાં તો તારો કાગળ જોઇને મને ચીડ ચડી, બે દિવસ મેં એને વાંચ્યા વિના જ નાખી મૂક્યો. પણ પછી એક દિવસ મનના ગુસ્સાને દબાવીને વાંચવા બેઠો.

દીકરી પુષ્પી! તેં જે પગલું મારી સામે થઇને ભર્યું, મારી ના મરજી છતાં તું ઘરમાંથી ચાલી નીકળી એથી મને પારાવાર સંતાપ થયો. તને અ'ટલાં બધાં લાડ લડાવ્યાં, એનું આખરે આવું પરિણામ આવ્યું તેથી મને ખૂબ જ લાગી આવ્યું. આના કરતાં તું જન્મી જ ન હોત, અમે નિ:સંતાન હોત તો સારૂં એમ મને લાગ્યું. પણ જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ મને તારૂં સ્મરણ થવા માંડયું.

કેટલીએ રાતો તને સંભારી સંભારીને મેં પથારી ભીંજવી છે. પેટનાં છોકરાં ગમે તેવાં પાકે, છતાં માબાપ એમને ભૂલી શકે નહિ, કુદરતે માબાપના હૈયામાં એવી માયા મૂકી છે.

તારો પત્ર જેમ જેમ વાંચતો ગયો, તેમ તેમ મારી નાનકડી વ્હાલસોઇ પુષ્પી મારી આંખ આગળ તરવરવા લાગી. તારા અને ભાસ્કરના લેખો વાંચી ગયા પછી તમારી દૃષ્ટિએ મેં આખી બનાનો વિચાર કરી જોયો.

તારી અને મારી વય વચ્ચેનું અંતર મને તારાં મંતવ્યો સાથે સહમત થવા દેતું નથી. આવો અખતરો તારે-માવિહોણી મારી એકની એક લાડકી દીકરીએ-અજમાવવો જોઈતો નહોતો, એમ તો મને આજે પણ લાગે છે.

તેમ છતાં તારા અને ભાસ્કરના લેખોનો સંયુક્તપણે સળંગ વિચાર કરતાં, હવે મને પણ એમ તો લાગે જ છે કે, તમે જે પગલું ભર્યું છે તે તમારી દૃષ્ટિએ વાજબી છે.

પુષ્પી ! તારો-તમારો અખતરો તો હજુ ચાક ઉપરના માટીના પેંડા સમો છે. એ તો જ્યારે સફળ થાય ત્યારે ખરો; પરંતુ તમે બ્રહ્મચર્યનું જે વ્રત લીધું અને તેનું આટલા મહિનાઓ સુધી સફળતાથી પાલન કર્યું છે, તેથી તમારા બધાએ અપરાધ હું માફ કરૂં છું.

મંગળાફોઈની નજરે તો તારૂં આ પગલું અનીતિમાન છે: જુવાન કન્યા વડીલોની સામે થઈને આમ ચાલી નીકળે, બીજી ન્યાતના જુવાનિયાના ભેગી એકલી રહે એ આજીવનમાં દીકરીનું મોં નહિ જોવા માટે પુરતા ગુના રૂપ છે. એવી છોકરીનું તો સનાન કરી નાખવું જોઈએ એમ બહેન માને છે.

પણ હું એના જેટલો સંકુચિત દૃષ્ટિવાળો નથી. એટલે બનશે તો થોડા જ દિવસમાં હું તને મુંબઈમાં જ મળીશ.

તમારાં લગ્નમાં આશીર્વાદ આપવા મારે જાતે હાજરી આપવી કે કેમ તેનો અત્યારે તો મેં નિર્ણય કર્યો નથી; પરંતુ આખરે તો હું તારો પિતા છું, એટલે સ્વર્ગવાસિની રેખાની ખાતર પણ મારા આશિષ તો તને મળશે જ. શુભેચ્છક

સાધુરામના આશિષ

એ પત્ર વાંચીને પુષ્પા રાજીરાજી થઈ ગઈ. ખૂબ વિચાર કર્યા પછી એણે એ પત્ર ભાસ્કરને વાંચવા આપ્યો.

'પુષ્પા, સાધુરામભાઈ સાચે જ સાધુહૃદયના પુરૂષ છે. જુવાન છોકરાંઓની અનેક અણગમતી 'ભૂલો'ને આટલી ઉદારતાથી ભૂલી જઈ, માફ કરનાર વડીલોના ઉપકારનું ઋણ આપણે શી રીતે વાળી શકીશું?'

'આપણા પ્રયોગથી એમને કદી પસ્તાવાનું કે અપ્રતિષ્ઠિત બનવાનું કારણ ન મળે, એટલી સાવધાની રાખીને. ભાસ્કર! આપણે જે સાહસ ઉઠાવ્યું છે તેમાં આપણી ભારે જવાબદારીઓ રહેલી છે.' પુષ્પાએ ગંભીર ભાવે કહ્યું.

'આપણાં વડીલો એ સાહસમાં સમભાવ ભર્યો સાથ આપવા તત્પર બને, તેથી તો એ જવાબદારીઓ અતિઘણી વધી પડે છે.'

'આવ, આવ શિરીષ!' ભાસ્કરે એને આવતો જોઈને કહ્યું.

'કેમ ગમગીન લાગો છો?' પુષ્પાએ એના કરમાયેલા વદનને જોઈને પૂછ્યું.

'બા ખૂબ માંદાં છે.'

શિરીષે એમ કહી ખીસામાંથી પત્ર કાઢી ભાસ્કરના હાથમાં મૂક્યો.



## ૧૭ : અશ્રુમિલન

[ ૧ ]

**શિરીષ અને** પૂર્ણિમા જનેતાની સુશ્રૂષા માટે દોડતાં દેશમાં પહોંચી ગયાં.

ભર્યા ઘર-સંસારની એકલતાએ માડીના મનમાંની રૂઢિપૂજાની રહીસહી ભૂતાવળને હાંકી કાઢી હતી. માંદગીના પરિતાપે માતાના હૈયામાં જીવની માફક સચવાઇ રહેલી પુત્રપ્રીતિને વધુ વેગ મળ્યો હતો. વિશુદ્ધ બનેલા માતૃહૃદયમાં એકમાત્ર પુત્રની જ ઝંખના સ્થાન જમાવી બેઠી હતી.

માતા અને પુત્રના મિલનને નિરખવા તો સ્વર્ગના દેવોને ય પૃથ્વી પર ઉતરી આવવું પડે એવું એ પુનિત દૃશ્ય હતું. એ મિલનટાણે ચારે આંખોમાંથી પશ્ચાતાપ અને પ્રેમની સરવાણીઓ વહેવા માંડી. એ પ્રવાહમાં પૂર્ણિમાના હૈયાનું રસાયન ભળ્યું: એ દૃશ્ય અદ્ભૂત અને અપૂર્વ હતું.

'ભાઇ!'

'બા!'

'આવ્યો, દીકરા!'

'હા. બા!'

'બેટા, પૂર્ણિમા...'

માતાએ બન્ને છોકરાંઓને મમતાથી પસવાર્યાં. માડીના હૈયામાં છૂપાઇ રહેલી મીઠા માતૃત્વની નિર્ઝરણીએ ત્રણેય દિલ ડોલી ગયાં: ગીરિશિખરપરનાં વૃક્ષો પ્રચંડ ઝંઝાવાતમાં ડોલી ઊઠે તેમ. ત્યારે મતભેદનો અને મનભેદનો કડવો ભૂતકાળ ધોવાઇને ઓગળી ગયો અને આશા, પ્રેમ, ઉત્સાહનો વર્તમાન લહેરાવા લાગ્યો. ઘડી પહેલાં જે એકલવાયો ઓરડો, માંદાં ગોદાવરીને ખાવા ધાતો હતો ત્યાં મીઠપનો મહેરામણ હિલોળા લેવા લાગ્યો! માંદી માવડીનું અડધું દર્દ એમાં દફે થઇ ગયું.

માતા, પુત્ર અને પુત્રવધૂની ત્રિપૂટીના પુનર્મિલને એ નાનકડા કુટુંબના આંબાવાડિયામાં વસંત મોરી. એમાંથી ફોરમતી પુનિત પ્રેમની પરિમલે એમના સંસારમાં સ્વર્ગ ઉતર્યું. પોતાને મૃત્યુને ખોળે સૂતેલી માનનાર માતાએ, કલ્પી લીધેલી અંતકાળની વેળાએ આ સ્વર્ગના પીયુષને ખોબલે ખોબલે પી, આત્મસંતોષના ઓડકારથી આત્મસુખ અનુભવ્યું.

'હવે તો હું થોડા દિવસ વધારે જીવી જાઉં...' પૂર્ણિમાના ભરાવદાર અંગો તરફ અમીભરી આંખડી સ્થિર કરી ગોદાવરીએ એક દિવસ કહ્યું. 'તો મારા શિરીષના દીકરાને રમાડવાની હોંશ પૂરી કરૂં.'

પૂર્ણિમા શરમાઇ. પરંતુ એ શરમ એને મનગમતા મીઠા દર્દભરી લાગી.

'બેટા, પૂર્ણિમા...'

પૂર્ણિમા ધરતી સામે જોઇ બાજુમાં આવી ઊભી રહી.

મમતાથી એના હાથને પંપાળતાં સાસુએ સ્નેહથી છલકાતે હૈયે કહ્યું: 'શરમાય છે?...બાપ, આવું શરમાવાનું તો ભગવાન સહુ સૌભાગ્યવતીઓને આપજો...મારા મનને કેટલી હોંશ હતી? મરતા અગાઉ ભગવાને મારી એ હોંશ પૂરી!...મારી કુળવધારણ વેલ!

તને મેં ખૂબ અન્યાય કર્યો છે. દીકરા, હું મૂઢ તને ઓળખી શકી નહી...મારા બધાએ ગુના માફ કરજે...' કહેતાં માજીએ હાથ જોડયા.

'બા, બા !...' સાસુના બે હાથ પકડી આંખે દાબતાં પૂર્ણિમાએ કહ્યું: 'મને પાપમાં ના નાખશે !'

'પૂર્ણિમા ! તું નાની છે પણ પૂજવાલાયક છે: એ કબૂલ કર્યા વિના મરી જાઉં તો હું પાપમાં પડું. મારા દીકરાને હું કયાં નથી ઓળખતી...'

'બા, હવે એ બધી ગઈગુજરી શા માટે સંભારવી ? આપણાં બધાંની આજ સુધરી ગઈ એ પ્રભુનો પાડ !'

'ના બેટી ! મારી પાસે બેસ. શિરીષ બહાર ગયો છે ત્યાં સુધી મનમાં જે ઉભરા ભરાયા છે, આટલા મહિનાઓ એકલી રહી-રહીને જે વિચારો કર્યા છે તે તારી પાસે મારે ખાલી કરવા છે. પેટના બધા લાળા, એમને એમ જઈશ તો ચિતા ઉપર પણ મારૂં કાળજું બળ્યા વિનાનું કાચું રહી જશે. બેસ...'

સાસુના અતિઆગ્રહે પૂર્ણિમા એમના ખાટલાની બાજુમાં બેઠી.

સાસુએ કહેવા માંડયું :

'શિરીષ તો પહેલેથી જ આવો ધૂની. એમાં એનો દોષ નથી. વિધવાબાઈનો એકનો એક પુત્ર એટલે મેં એનું જીવની પેઠે જતન કર્યું: એના બધાએ લાડ કોડ તાણી ખેંચાઈને પણ પૂર્યા: એનો પડયો બોલ ઝીલી લીધો. અહીં શું કે મોસાળમાં શું એ તો વિધવાનો પુત્ર શાહજાદો જ બનીને રહ્યો છે...એટલે એ વાતવાતમાં મારી સામે થઈ જાય, તે તને તો ગણકારે જ કયાંથી?...એ તો જુવાન હતો, એની ગદ્ધાપચ્ચીશી હતી, હું તો ઘરડી ને ઠરેલ હતી ને, છતાં હું ભાન ભૂલીને દીકરા સામેની રીસ જાણીને તેમ અજાણતાં તારી જ ઉપર ઉતારવા માંડી. 'અમારા બેઉની એ અથડામણમાં તું બે

બાજુની ભીંસમાં દબાતી હતી, છતાં તું એને ઉશ્કેરતી નહોતી, ઉલટાની અમારી વચ્ચે મનમેળ ચાલુ રહે તેની તું કડી બનતી... શિરીષે કાગળો લખવા બંધ કર્યા ત્યારે તેંજ મારી ઉપર પત્રો લખીને મારા દાઝેલા હૈયાને ઠંડુ પાડવાના પ્રયત્ન કર્યા છે...'

'બા, બા! હવે બહુ થયું.' આત્મશ્લાઘા સાંભળીને એને સંકોચ થયો.

"બેટા! હવે ફરીથી કદી નહિ કહું. માત્ર એટલું જ કહેવા દે કે હું તને ન ઓળખી શકી, તને મેં ખાનગીમાં વિતાડયું છતાં તેં તારાપણું ના છોડયું. બેટી! પૂર્ણિમા! તારા તો પગ ધોઇને......'

'બા...' પૂર્ણિમાએ સાસુને મોંઢે હાથ મૂકયો. 'મેં નવાઇ નથી કરી, તેમ કોઇની ઉપર ઉપકાર કર્યો નથી. સહુની સબૂરાઇનાં ફળ ભગવાને આપ્યાં, એટલું મારે સારૂ તો સંતોષની વાત છે...'

સાસુએ એમાં બેવડો અર્થ શોધ્યો અને ફરીથી ગર્ભમાં પોષાતા બાળકથી, ભર્યા ભર્યા જણાતા એના ઉદર તરફ જોઇ, ડોશીએ આકાશ સામે બે હાથ જોડીને કહ્યું: 'મારો વાલો, એ તો સહુની આશ પૂરી કરે છે!'

[ ૨ ]

ધીરે ધીરે ગોદાવરીને આરામ થતો હતો. શિરીષની ઇચ્છા હતી કે બાને સાથે લઇને જ મુંબઇ જવું. પરંતુ ગોદાવરી એને સમજાવીને કહેતી; 'બેટા! હવે હું તો પાકું પાન થઇ; શરીરનો આ અંચળો છોડીને પ્રાણ કયારે ઉડી જશે એ કહેવાય નહિ...ભાઇ, હવે તો ભગવાન આમેને આમે થોડા દહાડા જીવવા દે, તો તારા છોકરાને રમાડતી જાઉં...'

'બા, પહેલાં તબિયત તો સારી કરો.'

'એ તો થશે જ.'

'પણ અહીં એકલાં...'

'એકલી કંઇ નથી. હું ને મારો ભગવાન. મારે તો હવે નવેનિધ ને આઠે સિધ છે....'

'છતાં, અમારા મનને તો તમને એકલાં મૂકીને ગયાની ચિંતા રહે ને!'

'ભાઈ, સાચી વાત કહું? મને હવે જીવવાની ઝાઝી પતીજ બેસતી નથી: એટલે તો હું મારે પિયર પણ જતી નથી. મારે તો મરવું છે અહીં જ. જ્યાં તારા બાપનાં હાડકાં પડ્યાં ત્યાં મારાં પણ પડે એ એક જ ઈચ્છા હવે તો અધૂરી છે: એની વચ્ચે ના આવીશ ભાઈ!'

શિરીષ એક બે વિપલ સંમાનપૂર્વક માતાની સામે જોઈ જ રહ્યો.

'ઓહો! શી મનની મુરાદ અને શા અભિલાષ! ભલે અભણ, પણ પોતાની ભૂમિ તરફ આટલો પ્રેમ?' ભક્તિભાવે શિરીષનું મસ્તક માના ચરણમાં નમી પડ્યું. ગદ્દગદિત બનીને શિરીષે કહ્યું:

'બા, મેં તમને પણ મારી ધૂનમાં તણાઇને કેટલાં દુઃખી કર્યાં? મારા માની સ્વભાવને લીધે હું નિરૂપાય બની જતો, બા! મારી એવી ઇચ્છા ન્હોતી: હું માત્ર સંજોગનો જ શિકાર બની ગયો...'

'કંઇ નહિ, ભાઇ! ભૂલ એકલી તારી જ નથી. મેં પણ ભૂલ જ કરીને...એક નિર્દોષ બિચારી મારી વહુ...છતાં એની તો આપણા બેમાંથી કોઇએ પરવા કરી નહિ...'

'પુષ્પાબહેને જ મારા જીવનને ખરેખરૂં પલટાવી દીધું...બા, બધું સાંભરે છે ત્યારે હું એકાંતમાં રડી જાઉં છું. સહેજ વાતમાં મને ખોટું લાગે, ક્ષણવારમાં રિસાઇ જાઉં, જરા જેવી બાબતમાં તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે કહી નાખતાં અચકાઉં નહિ, તમે હો કે પૂર્ણિમા...'

'ભાઈ! થયું તે થયું, તારામાં મારા પણ કેટલાક ગુણ કહો કે અવગુણએ ઉતર્યા છે. હું પણ ખૂબ સ્વમાની તો છું જ ને!'

'બા, તમને, એને કે કોઈ મિત્રને એ બધું કહી નાખું પછી પા કલાકમાં જ ' મેં આ ઠીક ન કર્યું' ' એવો પસ્તાવો તો થાય. એમની આગળ બધો ખુલાસો કરી નાખું, ક્ષમા માગું, એવા વિચારો પણ માથામાં ઘૂમરાઈ જાય, પરંતુ માની સ્વભાવ ઉપર તરી આવે અને બોલવા ન દે, એથી એક ઘડીમાં જેનો તોડ આવી જાય એવી નજીવી બાબતો દિવસો અને મહિનાઓ સુધી ચૂંથાય...'

'બેટા! તને જેમ આ બધું સમજાય છે, તેમ મનેય મારી ભૂલો સમજાઈ છે. મેં પણ વાતવાતમાં તને કેવા શબ્દો કહી નાખ્યા હતા?...તું તો મારો દીકરોયે હતો પણ પેલા બિચારા રશ્મિને!... ભાઈ, હવે તો મને ય તેનો પશ્ચાતાપ થાય છે...' ગોદાવરીની આંખોમાંથી એ વખતે ડળકડળક આંસુ નીકળી પડયાં.

માને રડતી જોઇ પુત્રથી પણ રડી જવાયું. એ અશ્રુમિલનમાં મનના તમામ મેલ ધોવાઈ ગયા.

શિરીષ મુંબઈ જવા ઉતાવળો થઇ રહ્યો હતો. પણ માતામાં હજુ જોઇએ તેટલી શક્તિ આવી નહોતી. એથી પૂર્ણિમાને બા પાસે મૂકીને જવાનો એ આગ્રહ કરતો હતો.

'ના, બેટા. એ પારકા પરદેશમાં લૉજ-વીશીનાં કાચાં પાકાં ઢેબરાં ખાઈને તારી તબિયત બગડે, માટે પૂર્ણિમા તો તારી સાથે જ આવશે. મને તો હવે પૂરતો આરામ થઇ ગયો છે.'

એ જ દિવસે મુંબઈથી પત્ર આવ્યો. તેમાં શિરીષને થોભી જવાનું લખ્યું હતું. પુષ્પા-ભાસ્કરના લગ્નોત્સવ માટે મુંબઈથી આખું મંડળ

આવતું હતું. 'પિનાકીન જેલમાંથી છૂટીને આવ્યો છે. એમને પરાગ, રોહિણી, પુષ્પા અને ભાસ્કરે ખૂબ ખૂબ સમજાવ્યો, છતાં એ કહે છે; 'ભીખ માગીશ, અન્ન વિના રવડી રવડી, કાગડા કુતરાના મોતે મરીશ, પણ મારા શત્રુ ટોળાનાં પડછાયો સુદ્ધાં નહિ લઉં' એટલે બિચારાં વિશાખાબહેન આવશે નહિ.' તે સાથે પત્રમાં હતું કે: 'વધારે આનંદની વાત એ છે કે, પુષ્પાબહેનને એમના પિતા સાધુરામભાઈએ, રૂબરૂમાં આવી બધું જોઈ–જાણી આ લગ્નમાં સંમતિ આપી છે: એટલું જ નહિ પણ એ જાતે શુભાશિષ આપવા લગ્નોત્સવમાં ભાગ લેવા ત્યાં આવવાના છે.' છેલ્લે તાજાકલમમાં ઉમેર્યું હતું કે: 'રશ્મિ અને સુવદનને ખાસ તેડી લાવવાનાં છીએ!

આથી શિરીષે મુંબઈ જવાનું મુલતવી રાખ્યું: પૂર્ણિમાને એથી ખૂબ જ સંતોષ થયો.



## ૧૮ : આવતી કાલનો વિજય

[ ૧ ]

રાઘવજીએ 'આવતી કાલ' અને શિરીષ સામે કરેલી ફરિયાદોમાં એ માલદાર માનવી હારી ગયો !

'આવતી કાલ'નો એમની સામે વિજય થયો. પરાગ અને શિરીષે પોતાના ધારાશાસ્ત્રીને સૂચના આપી હતી તેમ, એણે મુકદ્દમાની છેલ્લી સુનાવણી વખતે કોર્ટને કહ્યું : 'અમે પૈસા મેળવવા માટે આ ફરિયાદ કરી નથી, પરંતુ પૈસાદારો, પોતાની મૂડીના જોરે સમાજમાં અન્યાયો કરતા રહી, ન્યાય માગનારાઓને દબાવી દઈ શકે તેમ નથી; એટલું જ પૂરવાર કરવા અમારે અનિચ્છાએ અહીં ખેંચાવું પડયું છે.'

છતાં કોર્ટે પોતાના ફેંસલામાં રાઘવજીની નીતિ રીતિની કડક ટીકા કરી, ઇશ્વરે આપેલા પૈસા બદકામમાં નહિ વાપરતાં એનો સદુપયોગ કરવાની સલાહ આપી. સાથે સાથે 'આવતી કાલ' અને શિરીષે જોખમો વેઠીને પણ એક યુવાન સ્રીને સામાજિક અન્યાયમાંથી ઉગારી લીધી તે માટે એમને ધન્યવાદ આપ્યા અને રાઘવજીએ એક હજાર રૂપીઆ ફરિયાદીઓ કહે, તે ધર્માદા સંસ્થામાં આપવાનો હુકમ કર્યો.

ત્યારે પેસોતન પસ્તાકિયાએ ટીકા કરી :

'બાવા, કોરત કંઈ આપની પોટાની નઠી! રાઘવજી શેઠ! ટમે આય કેસ કરવામાં ઘનીજ મોટી ભૂલ કરી હટી!'

રાઘવજીને દંડ આપવો પડયો એનું ઝાઝું દુઃખ ન લાગ્યું, પણ પરણવા માટે નક્કી કરેલું બૈરું ગયું અને ઉપરથી પોતે અનેક માનવીઓની મશ્કરી તેમ તિરસ્કારનું સાધન બન્યો તે એને કારી ઘા થઈ પડયાં.

'સાળાં આજકાલનાં છોકરાં મને હરાવી ગયાં?' એને ચુકાદો આપનાર મેજીસ્ટ્રેટ ઉપર ચીડ ચડી.

બીજે દિવસે અખબારોમાં વળી પાછી એની કડક ટીકાઓ વાંચી ત્યારે એકલો એકલો એ ગુસ્સે થયો.

'સાળો આ તે કંઇ જમાનો આવ્યો છે?...હું પરણું એમાં કોઈના અદાનું શું જાય!...પણ હવે તો ન્યાય સુદ્ધાં ફરી બેઠો છે... આ સાળા ત્રણ બદામના છાપાવાળા તે મારા જેવા લક્ષાધિપતિના સંબંધમાં કેવું લખી શકે છે!...કોઇને કોઈ પ્રકારની વ્યક્તિગત છૂટ જ નહિ!...હું મારા પૈસા કોઇને આપી દઉં એમાં એમના બાપનું શું ગયું?...બધું બગાડયું પેલા સાળા પિનાકીને...એણે બરાબર આ જ વખતે એ શિરીષિયાને નોકરીમાંથી કાઢી મૂકયો ન હોત તો આમાંનું કશું થાત નહિ....એક વખત લગન થઇ ગયાં હોત ને પછી આખી દુનિયાં જખ મારત!...'

ટણણણ, ટન્ ટન્ ટન્...શેઠની બાજુનો ટેલિફોન રણકયો...

'કોણ?'

'કુરજી કે?...ના, ના...આજે મારૂં માથું દુઃખ છે...આજે પેઢીમાં નહિ અવાય...હા, અગત્યના કાગળો હોય તે ઘેર મોકલજો...'

'દુનિયા જીવ ખાવા બેઠી છે?' રિસિવર જોરથી પછાડીને રાઘવજી બડબડયો.

એ વખતે પેઢીમાં શેઠની માંદગીની મશ્કરીઓ ચાલી રહી હતી!

[૨]

પુષ્પા અને ભાસ્કર લગ્નોત્સવ માટે નીકળતી વખતે ફરીથી વિશાખાને વન્દન કરવા ગયા ત્યારે રોહિણી-પરાગને એમણે આગ્રહ-પૂર્વક સાથે લીધાં હતાં. એમણે સહુએ મળીને કહ્યું: 'મુરબ્બી! હવે આપ ગઈકાલને ભૂલી જાઓ અને અમારી સાથે 'આવતીકાલ'માં જોડાઓ. આપનો વહીવટી અનુભવ અમને ઉપયોગી થઇ પડશે.'

'મારે તમારી એવી મહેરબાની જોઈતી નથી...'

'બાપુજી!' રોહિણીએ નમસ્કાર કરીને કહ્યું: 'આપણે બધાં સાથે હોઈશું તો...'

'...બાપુના કર્યા એથી પણ વિશેષ બૂરા હાલ કરવા?'

'વડીલ!' પરાગ એને સમજાવવા જતો હતો.

ત્યાંતો: 'મારા ઘરમાં શા માટે આવ્યો છે? ચાલી જા!... છોકરીને ઉઠાવી ગયો છતાં ધરાયો નથી...' એમ પિનાકીન ફફડી ઉઠયો.

વિશાખાની આંખમાં આંસુ આવી ગયાં.

'અમને અમારા નસીબ ઉપર છોડો...' એણે સહુને સમજાવવા માંડયા.

'તારે શા માટે મારી સાથે રહેવું જોઇએ?...જા, જા, એમની સાથે લહેર પડશે!' નશાબાજની માફક પિનાકીન જેમ ફાવે તેમ બોલવા લાગ્યો.

સહુ નિરાશ થઇને પાછાં ગયાં.

'પુરુષ સામે પ્રકૃતિનો વિજય તે આ'. ભાસ્કરે ગાડીમાં કહ્યુ. 'પરાગ, આ દોષ પિનાકીનનો નહિ, પરંતુ સ્થિતિ, સંજોગ અને સંસ્કારે એની જે પ્રકારની પ્રકૃતિ ઘડાઇ છે તેનો છે.'

'એ પ્રકૃતિ પ્રાણની ઉપર કાબૂ જમાવી બેસે પછી તો એને લઇને જ જાય છે.'

રોહિણીની આંખ ત્યારે ભીની થઇ ગઇ!

[ ૩ ]

નવનીતલાલે પુત્રના લગ્નોત્સવને અપૂર્વ રીતે ઉજવવાની તૈયારી કરવા માંડી હતી : રમાના હૈયે તો ત્યારે હર્ષ સમાતો નહોતો.

ગામના અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ એમને સર્વ પ્રકારનો દિલભર સહકાર આપવો શરૂ કર્યો હતો. શિરીષનું યુવકમંડળ સ્વયંસૈનિકોમાં જ પલટાઇ ગયું હતું.

એક માત્ર ચોર્યાશી જ્ઞાતિ એકલી પડી ગઇ; એ ન્યાતના ચૌદશીઆઓને પરવડતું નહોતું.

'આવતી કાલ' ની ધાકથી એમનાં હૈયાં બેસી ગયાં હતાં. બહિષ્કારથી ક્રોધે ભરાયેલો ભાસ્કર રખેને પોતાનાં 'ગુપત કામો' જાહેરમાં મૂકે એ ભયથી તેઓ મનમાં ને મનમાં કંપતા હતા. એટલે, તેમજ નવનીતલાલ જેવા પ્રતિષ્ઠિત અને લાગવગ ધરાવનાર પુરૂષ સાથેની ઓળખાણ આ રીતે કપાઇ જાય, એ તેમને પસંદ નહોતું. પરંતુ ફાંફાં મારવા છતાં એમનો પત્તો ખાતો ન હતો.

નવનીતલાલને કે રમાને હવે જ્ઞાતિની જરા જેટલી યે પરવા નહોતી.

નવનીતલાલ પ્રસંગ નીકળતાં કહેતા ; 'ભાસ્કરની જ ખાતર જ્ઞાતિથી હું એક વખત પરાજીત થયો; હવે બીજી વખત મારે હારવું નથી. ભાસ્કરના જ માર્ગદર્શનથી હવે મારી આખ ઉઘડી છે.'

રમાબહેનના પોચા દિલમાંથી પણ જ્ઞાતિ—બહિષ્કારની ભીષણતાનો ભય નીચોવાઇ ગયો હતો. 'દીકરાને ગુમાવીને મારે ન્યાતને વળગી રહેવું નથી.' એવાં મક્કમતાભર્યાં વચનો પછી તો એમના મુખમાંથી નીકળતાં.

પોતાને કોઇ બોલાવતું પણ નથી એ જોઇ કકળી ઉઠેલા કેટલાક વિઘ્નસંતોષી જ્ઞાતિલાઓએ : 'એ તો વાણિયણને પરણે છે... ભ્રષ્ટાચાર અને અનીતિ આચરે છે...પરણ્યા પહેલાં સંસાર માંડી બેઠા છે...હવે બ્રાહ્મણ ન્યાતમાંથી તો એમનું ઘર ચાંદા સૂરજની શાખે

નીકળી ગયું.' એવી દાઝે બળેલા દિલની બળતરાઓ વાયુ વાર્તાલાપ તરીકે વહેતી મૂકી દીધી, પરંતુ એ બધું વ્યર્થ ગયું અને એમનો કંઈ ધડો થયો નહિ !

લગ્નોત્સવનો દિવસ નજીક આવતો જતો હતો, એટલે જો નવનીતલાલ સાથે કોઈ પ્રકારે માનભર્યું સમાધાન થતું હોય તો કરી નાખવું, એવા વિચારો જ્ઞાતિના આપમેળે થઈ પડેલા સરમુખત્યારોએ ખાનગીમાં એકઠા થઈને કરી જોયા. અને નવનીતલાલ કયાં સુધી નમતું મૂકે તેમ છે, તેનો દાણો દાબી જોવા માટે. એમના જૂના હિતૈષીના દેખાવથી એક ભાઈ એમને ખાનગીમાં મળે તેવી ગોઠવણ થઈ.

નવનીતલાલે એમને કહ્યું: 'સજ્જન પુરૂષ તરીકે, એક ગામવાસીઓને નાતે આપ મને મળવા આવ્યા હો તો મારા માથા પર છો. વ્યક્તિ તરીકે હું આપને માન આપું છું. પણ જો આપ જ્ઞાતિજન તરીકે અથવા જ્ઞાતિના એક પ્રતિનિધિના દરજ્જે આવ્યા હો તો મારે આપને કશી જ વાત કરવી નથી.'

'નવનીતલાલ, અમને તો તમારે માટે લાગે છે...'

'એ લાગણીથી જ આપે અમારો બહિષ્કાર પોકાર્યો છે ! મને જ્ઞાતિનો એ ચુકાદો શિરસાવંદ્ય છે ! મારે એની સામે કશી અપીલ કરવી નથી, તેમ એક અપરાધ માટે બે વખત શિક્ષા ખમવી નથી.'

'ભૈ ! ન્યાત એ તો શિરછત્ર કહેવાય...'

'જે ન્યાત હરેક પ્રકારનાં છૂપાં કુકર્મો લઈ ચલાવી, કુકર્મીઓને પોતાના ટોળામાં સંઘરતી હોય, એ ન્યાત આવી બાબતમાં ચોખલિયાવેડા બતાવે તે દંભ છે...'

'સમુહમાં તો એમ જ ચાલે. ભાસ્કર તો ખુલ્લી રીતે ન્યાતને પડકાર આપવા નીકળ્યો...'

'એની એ હિંમતની તો ન્યાતે કદર કરવી જોઈતી હતી.'

'ભૈ, એ પણ વખત આવ્યે થૈ રહેશે. આ તો એમ કે એક વખત તમારી સાથે સંબંધ......'

'મારે એવો સંબંધ જોડવો નથી...'

'નવનીત ભૈ! ન્યાત તો ગંગા છે...'

'એક વખત હું એવું માનતો હતો. પણ હવે તો મારી આંખ ઊઘડી છે: મુરબ્બી! હું કહું છું કે જ્ઞાતિ એ ગંગા નહિ પણ અત્યારે તો ગટર છે. અનેક છૂપાં કુકર્મો અમે ઢાંક્યાં પાપ ધોવાઇને એ ગટરે હવે તો ગંધાઇ ઊઠી છે. મહેરબાન! પહેલાં જાતે વિશુદ્ધ બને, તે પછી જ્ઞાતિને વિશુદ્ધ કરવાની વાતો કરજો. જો જ્ઞાતિઓ અશુદ્ધ બની હોય તો ભાસ્કર જેવાઓના સુધારણાના જાહેર પ્રયોગથી નહિ, પણ આપના જેવા થઇ પડેલા તારણહારોનાં છૂપાં પાપોથી જ...'

ધૂર્જટિનું ત્રીજું નેત્ર ઉઘડતાં જ પુષ્પધન્વા ભયભીત બનીને ભાગે, તેમ નવનીતલાલની સાફ સાફ વાતો સાંભળીને પેલા પંચાતિયા પુરૂષે ત્યાંથી ચાલી જવામાં જ વ્યવહારકુશળતા જોઇ!

[ ૪ ]

ભવ્ય મંડપમાં નવનીતલાલના જ્ઞાતિજનો સિવાય શહેરના તમામ વર્ગનાં પ્રતિષ્ઠિત નર-નારીઓનો વિશાળ સમુદાય એકત્રિત થયો હતો.

પુષ્પા અને ભાસ્કર ચોવીસ કલાકના ઉપવાસ બાદ, સ્નાન કરી, સાદાં સ્વચ્છ વસ્ત્રો પહેરી, મંડપમાં આવ્યાં. સહુથી પહેલાં લગ્નની નોંધ કરાવવામાં આવી. તે પછી સાધુરામે આપેલો પુષ્પહાર પુષ્પાએ ભાસ્કરને પહેરાવ્યો અને નવનીતલાલે આપેલો હાર ભાસ્કરે પુષ્પાને પહેરાવ્યો. રમાબ્હેને દંપતીને ચાંલ્લા કરી આશિષ આપ્યા. નવનીતલાલ અને સાધુરામે આશીર્વાદ આપ્યા. નવપરિણીત યુગલે વડીલોને વંદન કર્યાં.

સ્નેહી-મિત્રોએ એમને અભિનંદન આપ્યા. તે પછી પુષ્પા અને ભાસ્કરે પોતાના અભિનવ અખતરા પાછળના હેતુઓ જણાવ્યા. પ્રતિષ્ઠિત મહેમાનોમાંથી વિદ્વદ્જનોએ પ્રસંગોચિત વ્યાખ્યાનોથી, લોકકલ્યાણની ભાવનાથી, શુદ્ધ દાનત અને સંયમથી શરૂ કરાયલા એ વિશુદ્ધ અખતરાને અનુમોદન આપ્યાં.

ત્યારબાદ યુવકમંડળે નવદંપતીના નેવા સાહસ માટે એમને અભિનંદન આપી, એમના મંગલકામનાભર્યા કાર્યના અનુસરણની ખાત્રી આપી.

તે પછી મિલન મહેફિલ સમી દૂધ-પેંડાના અલ્પાહારની મિજબાની બાદ લગ્નોત્સવની ક્રિયા પૂરી થઈ.

લગ્નથી જોડાનારનો પ્રયોગ જેમ નવો હતો, તેમ વિધિ પણ નવતર હતી. એટલે સારાયે શહેરમાં સારી પેઠે એની ચર્ચા થઈ.

ભાસ્કર-પુષ્પા શિરીષને ઘેર ગોદાવરીબાને વન્દન કરવા આવ્યાં, ત્યારે માજીએ ખૂબ ખુશ થઈને એમને આશીર્વાદ આપ્યા: ‘બેટા, સો વરસના થાઓ અને સુખી થાઓ!’ પુષ્પાને માથે હાથ મૂકીને એમણે કહ્યું: ‘દીકરી, સૌભાગ્યવતી, પુત્રવતી અને શિયળવતી બનજે!’

શિરીષે હસતાં હસતાં કહ્યું: ‘બા, આ વાણિયાની દીકરી બ્રાહ્મણના છોકરાને જીતી ગઈ!’

‘શિરીષ, પુષ્પા નથી જીતી પણ એનું સત્ય જીતી ગયું છે. હવે તો હું એટલું સમજતી થઈ છું હો બેટા! પુષ્પા...એ મારી પૂર્ણિમાના પ્રતાપ!...’

નવનીતલાલના જ્ઞાતિલાઓમાંથી પણ કેટલાક છૂટા છૂટા આવીને નવદંપતીને અભિનંદન આપી ગયા.

આનંદ અને ઉલ્લાસભર્યું સ્નેહીમંડળ મુંબઈ જવા નીકળ્યું ત્યારે કોઈ કોઈ ટીખળી મિત્રોએ એને ભાસ્કરની જાન કહી.

પુષ્પાએ થોડા દિવસોમાં ગામની કેટલીક યુવતીઓને અને કન્યાઓને મિત્રો બનાવી દીધી હતી. રોહિણીને ય કેટલીક દોસ્તદારણો મળી હતી. એમાંથી કોઈકે કહ્યું: 'આ જાન ભાસ્કરભાઈની નથી, પણ પુષ્પાબહેનની છે. આ તો પુષ્પા ભાસ્કરને વરીને લઈ જાય છે...'

પાછળથી કોઈક ટૌક્યું: 'એક આ–ની–તી પરદેશી પો–પ...ટી... !'

બીજી એક બહેનપણીએ પૂર્વાર્દ્ધની પૂર્તિ કરી:

'એં તો લઈ ચાલી, લા–ખે–ણા વરને આ...જ...!'

ત્રીજા કોઈકે ટાપસી પૂરી: 'મા–રે, સોના સરિખો સૂરજ ઊ–ગી...ઓ...!'

આખું જુવાન મંડળ હસી ઊઠ્યું.

એ વખતે બાજુના ડબ્બાની બારી આગળ નવનીતલાલ અને સાધુરામ વાતો કરી રહ્યા હતા:

'સાધુરામ! આપણી ગઈ કાલ ઉપર આજનાં જુવાનિયાનો વિજય થયો...!"

'ના, નવનીતલાલ! ભાસ્કર–પુષ્પાનો લગ્નોત્સવ મારા મતે તો આજ ઉપર આવતી કાલનો વિજય છે.'

એ વાત ઝીલી લઈ ભાસ્કર–પુષ્પા, શિરીષ–પૂર્ણિમા, પરાગ–રોહિણી અને રશ્મિ–સુવદનવાળા ડબ્બા આગળથી એક સખીએ કહ્યું: 'આ તો ભાસ્કરભાઈ ઉપર પુષ્પાનો વિજય...'

'ના, ના,' બીજીએ સુધારો કર્યો: 'આ તો પુરૂષ ઉપરનો પ્રકૃતિનો વિજય...'

'કે સ્ત્રી શક્તિનો?' ત્રીજી કહેવા જતી હતી, ત્યાં તો ગાડી ગતિમાન થઈ...

❦

## ઘડીઆળો ખરીદતા પહેલાં

### અમારા શો રૂમની મુલાકાત લેશોજી !



સુંદર અને ટકાઉ ઘડીઆળો
કિફાયત ભાવે અમારે ત્યાંથી મળશે

●

કાંડાની ઘડીઆળોના સીલ્ક, કોર્ટની
દોરી, ચામડાના, રોલ્ડ, ગોલ્ડ, સ્ટેઈનલેસ
સ્ટીલ અને ડ્યુરેક્ષ બ્રાન્ડના વિધવિધ
પટાઓ અમારે ત્યાં મળે છે.



●

ભેટ આપવા માટે સોનાના લેટેસ્ટ ફેશનના મીનાકારી દાગીનાઓ
તથા ચાંદીના વાસણો તૈયાર મળશે, તેમજ ઑર્ડરથી બનાવી આપીશું

**રીપેરીંગ :** દરેક મેકરના ઘડીઆળોનું ઉત્તમ કારિગરોના હાથે ગેરંટીથી કરવામાં આવે છે.



### ફીનીક્ષ વૉચ કું.

૧૬૭, હોર્નબી રોડ કોટ, મુંબઇ ટે. નં. ૩૦૪૩૩.

વર્કશોપ
૧૦૫, ધનજી સ્ટ્રીટ

## PHOENIX WATCH Co.
## FORT, BOMBAY.

પુ...નોને
રાજમહેલની
મોજ ચખાડો



બીન હરીફ

# રાજમહેલ

# આઇસક્રીમ

## ફ્રી ડીલીવરી

ફોન નં. ૨૧૯૭

કાળુપુર બ્રીજ.

આઇસ્ક્રીમ :
ફરસાણ :
મીઠાઈ :

## રાજમહેલ

ની

ખાસ વિશિષ્ટતા છે.



ગાર્ડન પાર્ટી, એટહોમ, ડીનર્સ, અલ્પાહારની વ્યવસ્થા

**રાજમહેલને જ** સોંપો.



સ્વચ્છતા અને સુંદર વ્યવસ્થાનો આદર્શ નમૂનો એટલે

**રા જ મ હે લ**

ફોન : ૨૧૯૭

કાલુપુર બ્રીજ : અમદાવાદ



એગ્યુમિક્ચર
૮૦૮
દરેક
દવાવાળા તથા ગાંધીને
ત્યાંથી મળશે.
ધી નેરોલ એજન્સી












પોલીસના સાદા અને
સરળ જીવનમાંથી
'પ્રકાશ'ના કળાધરોએ સર્જેલી
રસકથા

—સદાય—
પ્રકાશ ચિત્રો
જોવાનું જ
પસંદ કરજો

# પોલીસ

જેમાં
પ્રેમઅદીબ, રત્નમાલા,
જીવન, રંજના, વિગેરે.

—: દિગ્દર્શક :—
શાંતિકુમાર



## પ્રકાશ ચિત્ર

★

મુંબઈના અનેક પ્રેક્ષકોએ જે ચિત્રની મુક્તકંઠે પ્રશંસા કરી છે તે, આપના શહેરમાં રજુ થાય ત્યારે અવશ્ય જોજો.

★

ટૂંક સમયમાં રજુ થશે.
## કવિતા

તૈયાર થાય છે.
## સમ્રાટ વિક્રમાદિત્ય

[ એવરગ્રીન રીલીઝ ]

મુંબઈએ જે ચિત્રની
સુવર્ણ જયંતી
ઉજવવામાં ઉત્સાહ
દાખવ્યો છે. તે.

હિંદી ચિત્ર ઉદ્યોગનું
સર્વશ્રેષ્ઠ સર્જન

# રામરાજ્ય

: દિગ્દર્શક :
વિજય ભટ્ટ



કલાદર્શક
કનુ દેસાઇ

પ્રકાશ
ના કળાધરો
નું સર્જન

એવર-
ગ્રીન
રિલીઝ

અમદાવાદ

રીગલ ટૉકીઝ
માં સુવર્ણ જયંતી
તરફ કૂચ કરે છે.

મુંબઇ

સુપર
ટૉકીઝ
માં હજી
ચાલે છે.

ભારતવર્ષનાં મુખ્ય શહેરોમાં
'પ્રકાશ' ચિત્ર રજુ થાય છે, ત્યારે હજારો
પ્રેક્ષકો આતુરતાથી એ ચિત્રો જુએ છે.




ગુજરાતની
ડોલન સ્વરશૈલીને
એના સઘળા
માધુર્ય સાથે
પરદા ઉપર
વહેતી મૂકે છે.

# કૃષ્ણભક્ત
# બોડાણા

નિર્દેશક : નિર્માતા — જે. બી. એચ. વાડીઆ

સહકારી નિર્માતા — શ્રીમતી હીલ્લા વાડીઆ

અભિનય :

માસ્ટર વસંત અમૃત
રાણી પ્રેમલતા
શેખ મુખ્તાર
પાંડે, ચીમન શેઠ,
રણજીતકુમારી

સ્વર—અવિનાશ વ્યાસ
સંગીત—શંકરરાવ વ્યાસ
કળા—જગન્નાથ અહિવાસી

**ડાકુમાંથી દેવતા બનેલા ગુજરાતના**
**એક નરવીરની જીવનઝરમર**

તમારા શહેરમાં ટુંક સમયમાં રજુ થશે.

— તમારાં શહેરના છબિઘરમાં આવે ત્યારે —

અવશ્ય ∴ જો જો

## રાજકમલ કલામંદીરનાં બે

## પ્રકાશમાન અમૂલ્ય રત્નો

કર્મવાદનો મહિમા
ગાતું ભક્તિ ચિત્ર

# માલી (હીન્દી)

ભક્તિચા મળા (મરાઠી)

*

વી. શાંતારામ
નું
રાજકમલ ચિત્ર

: ભૂમિકા :
મા. કૃષ્ણરાવ
અમીર કર્ણાટકી
બેબી નલીની

મુંબઇમાં મહીનાઓથી
ચમકી રહ્યું છે.
નોવેલ્ટી ( મુંબઇ )

*

કવિ કાલિદાસની
જગવિખ્યાત કૃતિ

# શકુન્તલા

*

વી. શાંતારામ
દિગ્દર્શીત

રાજકમલ ચિત્ર

: ભૂમિકા :
જયશ્રી
ચંદ્રમોહન
... વિગેરે ...

મુંબઇમાં એક વર્ષથી
ચાલી રહ્યું છે.
સ્વસ્તિક ( મુંબઇ )

*

REMEMBER IT IS RAJKAMAL

## :સુભદ્ર ગ્રંથાવલિ:



ટૂંકા ગાળામાં જ આ ગ્રંથમાળા અતિ
લોકપ્રિય થઈ શકી છે.



માત્ર ૭ રૂપીઆના
વાર્ષિક લવાજમમાં
આઠસો પાના જેટલું
વાચન આપને મળે છે.



## ચોથું પ્રકાશન

કુળદીપક [તૈયાર થાય છે]



ગ્રાહક બનવા લખો :


સુભદ્ર પ્રકાશન મંદિર
૨૨૩૬ બાઉિઆની પોળ;
રાયપુર : અમદાવાદ.

## શ્રી સીતારામ શર્મા
## ની કૃતિઓ

: નવલ કથા :

ભારતી
સુવર્ણું પિંજર
ભભૂકતી જ્વાલા
સુભગા
વીણાવિહારી

: નવલિકા :

ખાલી ખોળો
સળગતો સંસાર
જુવાનિયાની વાતો

: કવિતા :

સ્વદેશ ગીતો
પ્રસૂનાંજલિ

: નિબંધ :

આપણો સંસાર